श्री

# वैराट पांचाळी

उर्फ

# द्रौपदी दुःख दर्शक नाटक.

रचनार

પોરબંદરના રહીશ

અમૃતલાલ વિ. વ્રજદાસ, વસાવડા નાગર.

તથા

કાળીદાસ આણંદ, બાળા.

छपावी प्रसिद्ध करनार

ઠ. કાનજી માધવજીની અમૃતાબાદ કંપની.

[ આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦ ]

**अमदावाद.**

રીચીરોડ ઉપર સત્યપ્રકાશ પ્રેસમાં

બુલાખીદાસ નારણદાસે છાપ્યું.

સંવત ૧૯૪૬.          સને ૧૮૯૦.

કિમ્મત રૂ ૦-૬-૦

श्री

# वैराट पांचाळी

उर्फे

# द्रौपदी दुःख दर्शक नाटक.

रचनार

પોરબંદરના રહીશ

અમૃતલાલ વિ. વ્રજદાસ, વસાવડા નાગર.

તથા

કાળીદાસ આણંદ, બાળા.

छपावी प्रसिद्ध करनार

ડ. કાનજી માધવજીની અમૃતાબાદ કંપની.

[ આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦ ]

अमदावाद

રીચીરોડ ઉપર સત્યપ્રકાશ પ્રેસમાં

બુલાખીદાસ નારણદાસે છાપ્યું.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કિમ્મત રૂ ૦-૬-૦

# अर्पण पत्रिका.



## હરીગીત છંદ.

જે કરે કામો ખંતથિ, નિજ નામ રેહવા કારણે;
ઉદારતાનાં અતિ ઘણાં, સંકટ સકળ વિદારણે.
જેના પ્રતાપોથી વળિ સહૂ, જ્ઞાન ગ્રંથેથી ગ્રહો;
તે ભાવસિંહ ભૂપાળ અવિચળ, આપ આ રાજે રહો. ૧

ઘણું ધર્મ અર્થે ધન્ન આપે, આપે છે વિદ્વાનને;
આશ્રય એનો પામતા જોયા, ઘણા ગુણવાનને.
શીવાય ગુરબાને ગરિબ સહુ, દુઃખ જેનાથી દહો;
તે ભાવસિંહ ભૂપાળ અવિચળ, આપ આ રાજે રહો. ૨

શિક્ષણ સારૂં શીખવા, શાળાને સારી સ્હાય છે;
વિદ્યા વધારો પામવા ઉર, જે અતીશે ચ્હાય છે;
વળી જે સિરછત્ર થકી અત્ર, સૂખની આશા ચહો;
તે ભાવસિંહ ભૂપાળ અવિચળ, આપ આ રાજે રહો. ૩

કરિયે આ પૂસ્તક પ્રેમથી અર્પણ, અમો સિરતાજને;

જેના પ્રતાપે પ્રસિદ્ધ થાતાં, લાભ સૌ સમાજને;
કહિ કાળીદાસે અમર વાણી, જય જય જેની કહો;
તે ભાવસિંહ ભૂપાળ અવિચળ, આપ આ રાજે રહો. ૪

વિ. શેવક.

**અમૃતલાલ વિ. વ્રજદાસ, વસાવડા નાગર.**

તથા.

**કાળીદાસ આણંદ, બાળા.**

કર્તા.

---

# प्रस्तावना.

હાલમાં કલમ બાજોની કલમથી, તરેહ તરેહના વિવિધ વિષય ઉપર પૂસ્તકો રચાયછે; તેમાં નાટકનાં પૂસ્તકો ઘણે ભાગે છપાઇ બાહેર પડેછે. તેનું કારણ માણસો, કેટલાંક દ્રશ્ય નાટકો ભજવી બતાવાતાં હોવાથી જોઇ શકેછે. વળી સંગીત કળા, એ મનુષ્યના મનનું, આકર્ષણ કરનાર છે; તેથી શેહેર શેહેર, કસબે કસબે, ને હવે તો ગામ ગામ, નાટકનાં નાનાં મોટાં પૂસ્તકોનો પ્રચાર વધી પડયો છે. પણ તેમાં અગાઉના વખ્તની ઐતિહાસીક જુની બોધ લેવા લાયક અસરકારક બીના થોડાંજ પુસ્તકોમાં પ્રગટ થતી જણાય છે જેથી મહા ભારતના મહાન ગ્રંથની પાંડવોની કથામાંથી વૈરાટ પર્વની કથા નાટકના રૂપમાં બતાવવી અનુકુળ લાગ્યાથી નાટકની શૈલીમાં બનાવી વાંચનારી ગુજરાતી આલમ આગળ મુકવામાં આવેલ છે તેનો યોગ્ય ઉપયોગ કરતાં પુસ્તકમાં જણાઇ આવતી ખામીને માટે અમારો પેહેલો પ્રયત્ન છે એમ જાણી માફી બખ્શશો.

અમારા મીત્ર રાજકોટના રહીશ ભાટીયા ડા. ડોસાભાઇ રાઘવજીએ આ પુસ્તકનાં પ્રુફશીટ તપાસવા તથા છાપખાના સંબંધી જોઇતી માહીતી દેવા જે મદદ કરી છે તેને માટે તેઓ સાહેબનો આ પ્રસંગે આભાર માનીએ છઇએ.

છેવટ આ પુસ્તક પ્રસિદ્ધ થવાને માટે જે સાહેબોએ

પોતાનાં નામ ભરાવ્યાં છે તેઓનો અંતઃકરણપુર્વક આભાર માનવામાં આવે છે. તા. ૬ સપટેમ્બર સન ૧૮૯૦ ઇસ્વી. મુ. પોરબંદર.

વિનંતી.

**અમૃતલાલ વિ. વ્રજદાસ. વસાવડા નાગર**

તથા.

**કાળીદાસ આણંદ, બાળા,**

કર્તા.



# द्रौपदी दुःख दर्शक नाटक.

त्री अंको.



## पात्रो.

| પાત્ર | ઓળખ |
|---|---|
| ધર્મરાજા | પાંડુ રાજાના પુત્રો. |
| અરજૂન | |
| ભીમ | |
| નિકુળ | |
| સહદેવ | |
| દ્રૌપદી | પાંચપાંડવની સ્ત્રી. |
| ધૌમ્ય | પાંડવનો ગુરૂ. |
| વૈરાટરાજા | વૈરાટ દેશનો રાજા. |
| પ્રધાનજી | તેનો પ્રધાન. |
| કીચક | સેનાધિપતી. રાજાનો સાળો. |
| વિદુષક | એક મશ્કરો. |
| સુદ્રસના | વૈરાટ રાજાની રાણી. |
| ચાતુરી | તેની દાસી. |
| કંકરૂષી | છુપી રીતે રહેલા પાંડવો. |
| બ્રહન્નલા | |
| બલ્લવ | |
| અશ્વપાળ | |
| તંતીપાળ | |

ચતુ.............................વૈરાટ રાજાનો ખાસદાર.

જીમૂત .........................દુર્યોધનનો મલ્લ.

ઉત્તરકુંવર ...........................(વૈરાટ રાજાના

ઉત્તરાકુવરી...........................) કુંવર, કુંવરી.

ચોબદાર, હજુરી, પેહેલવાનો.............રાજાના નોકરો.

સાદી...........................કીચક રાયનો નોકર.

શ્રીકૃષ્ણ ...................................ભગવાન.



# श्री.

# द्रौपदी दुःख दर्शक नाटक.

—◆—

## ईश्वर स्तुती.

[ આશાગોડી. ]

સર્વપાત્રો—

સ્તવન કરીયે શ્રીકૃષ્ણ મુરારી, સ્તવન તારૂં કરીયે શ્રીકૃષ્ણ
મુરારી. ટેક.

ભક્ત જનોની, ભીડ મટાડે, ભીડભંજન ભયહારી. સ્તવન.
પાંચે પાંડવ, પ્રતાપિ પ્રકાયા, તે પણ કૃપયાજ તારી. સ્તવન.
ભરેલ સભામાં, સતીપત રાખી, ખુબી તુજ ભક્તિની ભારી. સ્ત.
લાખા ગ્રહેથી, બળતાં બચાવ્યાં, સહાયાથી અહલ્યા ઉગારી. સ્ત.
દાસકાળીના, અમૃત કૃત્યે, રેહ તું સદા સ્હાયકારી. સ્ત.

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો

### સ્થળ—જંગલ.

ધર્મ, અર્જૂન, ભીમ, નિકૂળ, સહદેવ, દ્રૌપદી, ધૌમ્ય, તથા સેવકો.

**ધર્મરાજા**—હે અર્જુન, ભીમ, સહદેવ, નિકુળ, આપણા વનવાસનાં બાર વર્ષ પૂર્ણ થયાં છે; અને તેરમું વર્ષ ગુપ્ત રેહેવાનું છે તે હવે શરૂ થાય છે માટે સાથેની સૈન્યા તથા વાહનો વિગેરે, અને પૂજ્ય ગુરૂ ધૌમ્ય રૂષીને વિદાય કરી આપણને કોઇ ઓળખી શકે નહીં તે માટે હથીયારોને એક જગોયે મૂકી આપણે કોઇ દૂર દેશમાં વસવા આજે પાંચે ભાઇયો સર્વે સાથથી જૂદા પડીયે.

**અર્જુન**— [ ગઇ એક બાએક જો હવા પલટ નેહતો દિલકો મેરે કરાર હૈ—એ રાહ. ]

વનવાસનાં કદી વીશ વર્ષો, હોયે તોયે ના દીલ ડરૂં;
પણ છોડી આ હથીયાર મારાં, દીન શે હું ગમન કરૂં; વન.
અર્જૂન જૂદો ન થાયરે, હથીયારથી જે હરઘડી;
તેણે છોડવાં હથીયાર એ વીપતી વડી આવી પડી. વન.
સહદેવ નિકુળ ભીમશું જૂઓ, સહુ ચાલો ભાઇ ભેળા થઇ;
હથીયારથી હણશું જઇ, કુળ કોરવોનું જંગ લઇ; વન.

**ભીમ**— [ પુરવ પશ્ચિમ, ઉત્તર દક્ષીણ—એ રાહ. ]

આજ્ઞા હોય યુધીષ્ટર કેરી, ગદા ગ્રહીને મારૂં માર;
દુર્યોધન દુશાસન આદી, સત ભ્રાતાનો કરૂં સંહાર.
બ્રહ્માંડ તોડું, પહાડ ન છોડું, પૃથ્વી ફરી પહોંચું પાતાળ;
ઝપાટમાં શત્રૂ ઝંપલાવી, લપાટ લગાવી લાવું કાળ.
પણ મમ ભ્રાતા, નહિં સૂખ શાતા, શુણિને વચન યુધીષ્ટર રાય.
હથીયાર તજવાં, એ હીણપતથી, તન મન મારૂં છીન્નભીન્ન થાય.

सहदेव— [ અરે આ અજબ જેવી દીસે છે વાત—એ રાહ. ]

અરેરે ! ગજબ શો, ગજબ શો, ગજબ;
પાંડવનાં હથીયારો, પડે એ અજબ.
વેડયું વન દૂખ, લખેલું જે ભાગ્ય;
પડ્યા માથે પાડુ, ન આવીરે લાગ.
દ્વાદશ સાથ દ્વાદશ, બીજાં જો જાય;
તોપણ ધોખો તેનો, ન અન્તરે થાય.
પરંતુ આ હથીયારો, હૈયાના હાર;
તેને તજતાં જીવ, ઝૂરશે અપાર.

निकुळ— [ જલ કેસે ભરૂં સરયુગેરો સનમૂખ સીતારામ ખડે
એ રાહ. ]

હથીયારો, આ હસ્ત થકી કેમ છુટેરે,
જીવ જડાયો જેના વિષે; હથીયારો૦
પ્રાણ આધારા, પીંડ ઉગારા,
તે, તજતાં દુઃખ દુઃખ દીસે; હથીયારો૦
ક્ષત્રી બચ્ચાનાં, શસ્ત્રો જો જાયે,
હૃદય, મીસાલી, હોઇ હીસે; હથીયારો૦

धर्मराजा— [ વિમળા ન કરો, વિચાર એહી.—એ રાહ.]

શોચ શું કરો, ભ્રાતુ ઓ મારા,
નીમ્યું નીરંજનજ થાયરે. શોચ શું કરો.
છેલું વરષ આ, છૂપું રેહવાનું,
તે તો ગર્ભવાસ સમ જાયરે. શોચ શું કરો.

દૂત દુર્યોધન, દેખી જો જાયે;
વર્ષો વનવાસનાં પમાયરે. શોચ શું કરો.
તેમજ શસ્ત્રો, હોય જો હસ્તે,
પારિખુ કોઇક કરી જાયરે. શોચ શું કરો.
માટે વચન મમ, માનો માયાળુ,
રાખો છુપા વેશે, છુપી કાયરે. શોચ શું કરો.

सर्वे भाइयो— ( ધર્મને ) જ્યેષ્ટ ભ્રાતા, આપનું કહેવું યથાર્થ જણાય છે માટે અમો આપની આજ્ઞા મુજબ વર્તવા તૈયાર છઇયે.

धर्मराजा—અર્જૂન! એ પ્રમાણે છે ત્યારે આપણે કયા પ્રદેશમાં ગુપ્ત રહી વર્ષ ગુજારીશું? તે તમારા અભીપ્રાય મુજબ કહો.

अर्जून—કુરૂ, પાંચાળ, ચેદી, મત્સ્ય, સુરસેન, પટ્ચર, દશીણુ, નવરાષ્ટ્ર, સુરાષ્ટ્ર વિગેરે ઘણા મોટા દેશો છે તેમાંના એક દેશમાં આપની આજ્ઞા મુજબ રહીયે.

धर्मराजा—પ્રિય બંધુઓ, આપણે ગુપ્ત રહેવા લાયક તો વૈરાટ દેશ છે. કારણ, ત્યાંનો રાજા પાંડવો પ્રતી ભાવ રાખનારો, અને દયા, દાન તથા ધર્મમાં ચુસ્ત છે. જેથી આપણને, ગુપ્ત વનવાસ ભોગવવા, પાંડવો તજીને, જતા રહ્યા છે અને અમે તેના માણુસો છઇયે એવું, વૈરાટરાયને કહી તેમના પાસે રહેવાનું અનુકુળ આવશે. પરંતુ દરેકને વૈરાટરાજા ઓળખે નહી તે માટે સર્વ તેમને ત્યાં કેવી રીતે રેહેશો તે સમજી રાખવું જોઇયે હું પાસાની

રમતથી રાજાને ખુશી કરીશ. અને કંકરી એવું નામ ધારણ કરી રાજાની હજૂરમાં રહીશ પણ તમો શું કામ બજાવશો ? તે વિચારીને કહો.

अर्जून—મને પૂર્વે ઈંદ્રની અપ્સરાથી વ્યંઢળ થવાનો શ્રાપ મળેલો છે; જેથી હું બ્રહનલા એવું નામ ધારણ કરી વ્યંઢળ સ્ત્રીને વેષે રહી મારી ગાયન કળાથી રાજાને રાજી રાખીશ.

सहदेव—સર્વે ભાઇઓ જાણો છો તેમ હું ગાયો તથા બળદોની પરિક્ષા સારી કરી જાણું છું વળી તેમને, કેવી રીતે તાજાં કરવાં તથા બીમારીમાં દવા કરી દુરસ્ત કરવાં તે જાણું છું; માટે હું રાજાની ગાયોનું ગોવાળું કરી તંતીપાળ નામ રાખી વનવાસનું ગુપ્ત વર્ષ પુરૂં કરીશ.

निकूळ—ત્યારે તો હું અશ્વની પરિક્ષામાં પ્રવિણ છું તેથી હું રાજાના અશ્વપાળ તરીકે નોકરી બજાવીશ.

भीम—સહુ ભાઇયોએ પોતપોતાને અનુકુળ પડે એવા વિચાર જણાવી દીધા પણ આ ભીમને તો સવા મુડાનો ખીચડો, અને કાચર કુચર કળશી દાણો તો નિત્ય ખોરાકમાં જોઇયે; તેને રાખીને રાજાઓ પણ રાડ પાડે, ત્યારે મારે શું ઉપાય કરવો ? મને તો કંઇ સુજતું નથી. (વિચાર કરીને) અરે ! હા. મારી પણ વૈરાટ રાજાની પાસે જોગવાઇ થઇ રહે એવી એક યુક્તિ છે. હું પોતે પાકશાસ્ત્રમાં પ્રવિણ છું એટલે રાજાને, ચટકદાર

ચટણી, સવાદીલાં શાક, અને ભભકાદાર ભોજનથી રંજન કરી રાજાનો બલ્લવ નામનો રસોઇયો કેહેવાઇશ.

**ધર્મરાજા**-- ( એકાએક દ્રૌપદી તરફ જોઇને. )

અરે ! પણ આ સતીનાં દુઃખનો તો પાર રહ્યો નહીં

[ દીધી બક્ષીશ નરને નારી ચમત્કારીરે--એ રાહ.]

સતી દ્રૌપદીજીનું, દુખ દેખાય ભારીરે,
દુખ દેખાય ભારીરે, અબળા સહે બિચારીરે. સતી.
પડતી પીડાઓ, પુરૂષો સહન કરે,
સ્ત્રી શીલ સાટે ઉડાવે બલીહારીરે. સતી.
જુદાં જુદાં સહુ, વૈરાટ વસશે,
સતી છોડી પતી રઝળશે વખાની મારીરે. સતી.

**દ્રૌપદી**--( સર્વપ્રત્યે ) ગીતી.

ધર્મ કર્મ વૃત નિત્યે, ધારી ભક્તિ ભાવે ભલિ પ્રભૂની કરૂં;
ભજું શ્રીકૃષ્ન મુરારી, આચરણ ઉલટું ન એકે આદરૂં.
સત જાયે ન નિશ્ચે, સતવાદી કુળવંતનુંજ કો કાળે,
સ્વામીજી સતને માટે, રહું દાસી દુખ દેહ આ ભલે બાળે.

પ્રાણનાથ, હું સૈરંદ્રી એવું નામ ધારણ કરી વૈરાટ રાજાની રાણીની દાસી થઇને વર્ષ પુરૂં કરી આપીશ, માટે આપ મારા તરફની ચીંતા દૂર કરો.

**ધૌમ્યઋષી**--જગતમાન્ય પાંડવો, તમે જે યોજના કરી છે તે યોગ્ય છે. માટે, વૈરાટ રાજાના રાજમાં રાજ્યનીતી જાણનારા તમો, સુખેથી તમારા દિવસ નિર્ગમન કરો.

ધર્મરાજા--તિર્થરૂપ પુજ્યમાન, આપનાં વચનો ફળીભૂત થાઓ એવી અમો આકાંક્ષા રાખી આપને વિનંતી કરીયે છઇયે કે અમો આપથી જૂદા પડીયે છઇયે માટે, આપ દ્રૌપદ દેશમાં જઇ અમારા ગુપ્ત વનવાસના ખબર કરો ત્યાં રહો.

ધૌમ્યઋષી—બહુ સારૂં, સાથેનાં માણુસો દ્વારિકા જઇ ખબર કરશે; ને હું તથા મારા સંગી દ્રૌપદ દેશમાં ખબર કરીશું. ( એટલું કહી ઉભા રહે છે પણ પાંડવોથી અલગ પડી શકતા નથી જેથી )

પાંડવો— [*મદન જલાવે, મુજકો વૈરી—એ રાહ. ]

જાઓજી જલ્દી, આરે ભૂવનથી. ટેક.

અમારો આ તકમાં, ઇશ્વર સાક્ષી,

સહાઇ થશું, ભગ-વન થી. જાઓજી૦

આપને આજે, સમ છે અમારા;

શોક તજો, જો ન તનથી. જાઓજી૦

( ઋષીને ) પ્રેમ પ્રણામો, છે આ અમારા,

( બીજાઓને ) માનો યથા યોગ મનથી. જાઓજી૦

( એટલું કહી વનનો રસ્તો લે છે. તેથી ધૌમ્યઋષી વિગેરે આજ્ઞા પ્રમાણે રસ્તે પડે છે. )

---

*આ રાગ મારા પ્રિય મિત્ર શંકરલાલ અનોપરામને પ્રિય હોવાથી ખાસ કરી આ સ્થળે દાખલ કરેલ છે.

અમૃતલાલ.

# પ્રવેશ ૨ જો.

## સ્થળ—વનવાટ.

ધર્મ, અર્જુન, ભીમ, સહદેવ, નિકુળ અને દ્રૌપદી.

ધર્મરાજા—ભાઇયો, આપણાં હથીયારોને હવે અલગ કરી, એકઠાં કરી, આ સમી વૃક્ષે મુડદાંને આકારે બાંધી લઇ અહીંથી વૈરાટ નગરનો રસ્તો લઇયે.

બીજા ભાઇયો—જેવી આજ્ઞા. [એમ કહી હથીયારો છોડતાં]

સર્વ ભાઇયો— [ભરથરી એલ ચાલો આજરે અજાણીયે-એ રાહ.]

વ્હાલાં હથીયારો, વૈરી તુલ્યજ ગણાયરે. ટેક.
પાસે નહીં હવે એને રાખ્યાંજ રખાયરે;
આંખ કણુ, પગકાંટા, સમ સમજાયરે. વ્હાલાં૦
અંગથી ઉતરતાં આ જીવો ઝુરી જાયરે;
ભાવીના લએલ લેખ ટાળ્યા ન ટળાયરે;
શોચ સાથે શસ્ત્રો છોડયાં થવાનું તે થાયરે વ્હાલાં.

[બાદ શસ્ત્રો સમેટી વૃક્ષે વળગાડી વૈરાટ નગ્રને પંથે પડે છે.]



# અંક ૨ જો.

~~~~~~~~~~~~

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—વૈરાટ નગર. વૈરાટ રાજાની કચેરી.

વૈરાટરાજા, પ્રધાન, કીચકરાય, વિદુષક, કંકરૂષી, બ્રહ-
ન્નલા, બલ્લવ, ચોપદાર, વિગેરે.

[વૈરાટરાજા કચેરીમાં પ્રવેશ કરેછે.]

चोपदार—ઘણી ખમાં મહારાજા ધિરાજ વૈરાટરાજ મહારાજ સલામપર નીગાહ લીજીયેં મેહેરબાન. [સર્વે સભાસદોની સલામ લેતાં રાજા સિંહાસન ઉપર બેસે છે.]

विदुषक—(દાખલ થઇને) પ્રધાનજીની સલામપર વિદુષક મહારાજ નીગાહ રખીયે.
વીર, ધીર, શુરધારી સૈન્યાધિપતી, કીચકરાય શેરીમાંના સિંહ પર વિદુષક મહારાજ નીગાહ રખીયેં. [સર્વે હસે છે. તેથી કીચકને ક્રોધ ચડે છે છતાં] કેમ મહારાજ ખુશી તો ખરાકે?

कीचक—અરે દુષ્ટ, દૂર જા, મને, તું તારૂં મોં ન બતાવ.

विदुषक—[થોડે દુર ખશી મોં ફેરવી] લ્યો ખશી—દુર જવાથી આપને આનંદ થયો!

कीचक—કમબખ્ત કાછડા, તારા કડુ ભાષણથી મારૂં કલેજું કપાઇને કટકા થઇ જાયછે, માટે તું તારા મોમાં મેખ માર.
~~~~~~~~~~~~

**विदुषक**—આપનું ભાષણ બંધ કરો તો હું આપને વિનંતી કરૂં, પણ આપ જો કે શેરીમાંના સિંહ આ રાજાની કચેરીમાં ગરીબ બ્રાહ્મણ પાછળ વાંકું પુંછડું કરી વાંસો દયો એ કેવું કહેવાય.

**कीचक**—મ્હારા ૧ના માનીતા, વચનના ઘાતકી, આ ટાણે તો તારા પ્રત્યે કંઇ ઉચ્ચરતો નથી, "સમજ્યો" નથીજ ઉચ્ચરતો, પ… તેં મને શેરીમાંનો સિંહ અને ખશી કહી મારા હ… ઘાયલ કીધેલ છે. તેનો એક દીન બમણો બદલો …ાશ મ્હારાજાને લીધે આ ટાણે તો તુંને જાતો કરૂંછું પણ જો હવે બોલ્યો તો તારા ત્રણ કટકા કરીશ.

**विदुषक**—ઓય ઓય મૂવારે મુવા, આતો કીચક મ્હારાજે કૃપા કરી તે ઊંટે ચડતા નથી. પણ જો હવે બોલ્યો તો ઊંટે ચડીનેજ આવવાનું! ઓય મારા બાપ ત્રણ ત્રણ કટકા થવા ના! ઓય મારા બેટાના બાપનું ને વહુના વરનું તો ઊંટે ચડીને આવવાનું થયું. [એમ કહી પડી જાય] ઓય ઓય હાય મુવા, ઓય મુવા ઊંટે ચડી આવ્યું, આવ્યું એ—આવ્યું; હવે તો નીકળી જશે; માટે જો હાથે ઝાલી બેઠા કરશો તો બગડી બાજી હાથમાં આવશે.

**वैराटराजा**—અરે વિદુષક, શું, થયું શું?

**विदुषक**—મહારાજ મરી ગયા હવેતો. માટે મરતાં મરતાં મારી શીખામણ સહુ સાંભળી લેજો, અરે! પણ મનેતો યાદ આવ્યું, મારેતો ભગત થવાનું છે એટલે મને વાજતે

ગાજતે કાઢવાનો હશે. તેથી હુંજ અંતકાળના બે બોલ બોલી લઉં.

મારા પાછળ કોઇ-ઇ-ઇ-ઇ, મરતાં ન પ્યારા,
વદજો વ્હાલાં વેણ સા—રાં. હરીજન ગાવજોરે હેતે
કરીને ભજનીયાં. ટેક.

હાસ્ય વિનોદમાં, હઠ નહીં છાંડશો,
કોદીક કરે કો અકા—રાં. હરીજન૦
હાસ્ય કરે કાંઇ હાથ ન આવે;
આવે પરિણામો, નઠા—રાં. હરીજન૦
હાસ્યે મારૂં મોત, ચડી ઉંટે આવ્યું;
આવે હસ્તીયે, તમા—રાં. હરીજન૦

બસ, બસ, બસ. હવેતો રામ રામ રાજાને, ને રામ રામ પ્રજાને. [એમ કહી ત્રણ વાર નસકોરાં ઘરડે છે.]

वैराटराजा—પ્રધાનજી! આને આ શું થાયછે?

विदुषक—[પડયો પડયો] એ તો ડચકાં ખવાય છે.

वैराटराजा—અરે! એમતે કંઇ ડચકાં ખવાય કે?

विदुषक—અરે ! હા. એતો હું ભીંત ભૂલ્યો, ને મારો જીવ પણ ભૂલ્યો.

वैराटराजा—તારો જીવ વળી શું ભૂલી ગયો છે?

विदुषक—એક બે ને સાથે તેડતા જવાનું.

वैराटराजा—એ સથવારો તે કોઇ પુરાવતું હશે કે?

विदुषक—ન પુરાવેતો મેં કયાં દેવું કીધું છે, આ થયો બેઠો. ખીરને ખીચડા ઉપર મારે નહીં હાથ? કે સવારમાં ઝાંપા સુધી તો પુરાવે સાથ.

[ નેપથ્યમાં ]  ગીતી.

ન્યાયાસન પર બેશી, ન્યાય ચલાવે નૃપ જે નીરવિવાદી;
તેને તો કંકજ રૂપી, તણી મળે આશીષની પૂર્ણ પ્રાસાદી,

बैराटराजा—ચોપદાર, જાઓ એ રૂપી મ્હારાજને બાહેરથી કચેરીમાં બોલાવી લાવો. [ચોપદાર જાયછે.] પ્રધાનજી, બાહેર દેશી, પ્રદેશી, દાદી ફરીયાદી, આવી ઉભા જણાય છે અને આજે કચેરીમાં કંઇ કામ ચલાવી શકયા નથી, તોપણ કંઇ નવીન હોયતો જણાવો એટલે જોઇતી આજ્ઞા આપું.

प्रधान—મ્હારાજા, આજે કંઇ નવીન નથી પરંતુ અગાઉનાં કામો ધ્યાનમાં લેવાનાં હતાં તે, ફુરસદ ઉપર મુલતવી રાખીશું; માટે મહારાજા મરજી મુજબ કામમાં પ્રવર્ત્ત થાઓ.

विदुषक—મ્હારાજા, જેમ પાતમાં પાત, તેમ વાતમાં વાત, એમ તુકામાં તુકો મારો કાં ચુકો?

बैराटराजा—વળી તારે શું છે?

विदुषक—આ આપણા કીચકરાય મારાપર ઘણાજ ક્રોધાયમાન થઇ ગયા છે જેથી મને દેહેશત રહે છે કે કોઇ દીન તે મારે કારાળ કાઢી નાંખશે; માટે ગમે તેમ છે

તોપણ હું ભૂલ્યો એટલે હવે તેને પગે પડી માફી માગું પણ તે, મને માફી બક્ષે એમ એમને સમજાવો તો શાંતિ થાય.

**वैराटराजा**—નહીં નહીં, તારાપર તેમનો ક્રોધ હોય નહીં. ને વળી તું માફી માગતો હોય તો એમને શું અડચણ છે?

**कीचक**—ભલે; એ માફી માગતો હોય તો હું મ્હારાજની ખુશીની ખાતર માફી બક્ષીશ.

**विदुषक**—હાશ, હાશ, હવે જીવ્યોતો ખરો. લ્યો કીચકરાય તમોને પગે લાગું છું [ એમ કહી પીઠ કીચકના મોં આગળ ઊંચી કરી માથું કચેરી તરફ નમાવી] આપ મારા અવગુણ સામું જોતા નહીં પણ મારામાંથી સાર ગ્રહણ કરજો. [ એટલું કેહેતાં સર્વે સભાસદો હસે છે અને કીચકને વધારે ક્રોધ ચડે છે તેથી ]

**वैराटराजा**—અરે વિદુશક, એ તું શું કરે છે?

**विदुषक**—નમન કરૂંછું.

**वैराटराजा**—એમ તે નમન થાય કે?

**विदुषक**—ત્યારે બ્રાહ્મણથી રજપુત આગળ માથું પણ નમાવાય કે? એતો ઈશીરાજ આગળ નમાવવું પડશે નાં?

**वैराटराजा**—ત્યારે ક્ષત્રી આગળ પીઠ ઉંચી કરાય કે?

**विदुषक**—ત્યારે તે-મને પગે લાગ્યા વગર મારો પ્રાણ પણ બચે કે?.

वैराटराजा—લે હવે જા; એણે તુને માફી આપી છે માટે તું તારે ઠેકાણે બેશ.

विदुषक—[ ઠેકડા મારતો ] એમ ? ત્યારે તો વારૂ વારૂ, સારૂં સારૂં, ઠીક ઠીક, [ ફરીથી ઠેકડા મારી ] આ આનંદનો એક, અને બીક મટયાના બે, અને આ—

[ હાડાજી શું કરો, સાહસ એહી—એ રાહ. ]
થૈતત થૈયા, થૈતત થૈયા,
આનંદ અંતર ઉછળાયરે. થઇ તત૦
બચી મુજ બાઇ, ચુડો ભંગાતે;
મોજથી મલીદા હવે ખાયરે. થઇ તત૦
બચ્યાં તો મારાં, બહુ ભાગ્યવંતાં;
જોશેજ સ્વરૂપ આ સદાયરે. થઇ તત૦

वैराटराजा—શાબાશ વિદુષક, શાબાશ, [ એટલું કેહેતાં રૂષીરાજને આવતા જોઇ સર્વ ઉભા થઇ રાજા એકદમ સામો ચાલી]

ગીતી.

ધન ધન મમ જીવા, જાણુ ધન્ય ઘડી ધન્ય ભાગ્ય તો તારાં;
દર્શ દિધાં શ્રી શીવા, નાસશેજ તુજ પાપ પલમાં નઠારાં.

[એટલું કહી રાજા અને બીજા સર્વ પગે પડે છે ત્યારે રાજા પ્રત્યે]

માલિની વૃત ચાલ.

ૐ નમઃ શીવાયે, નમઃ શીવાયે,

પાપોને તાપો, તનના સમાયે;
શ્રી કૃષ્ણ તુજને, સહાય થાયે,
નીતીજ તુજથી, નહીં જો તજાયે.

वैराटराजा—[વિવેકથી] ૠષીરાજ આ સિંહાસનપર આપ બીરાજો. [બેસેછે]. મારા જેવા હીણભાગીને આપે દર્શન દીધાં છે તેથી હું આપનો ઘણોજ ઉપકાર માનુંછું.

कंकरुषी—સતપુરૂષોનો એજ ધર્મ છે. રાજા ! તારા વિવેકથી હું ઘણોજ પ્રસન્ન થયો છું.

वैराटराजा—આપના આગમનથી આજે સર્વેને અત્યુત્તમ આનંદ થયો છે પરંતુ આપનું એકાએક આગમન થવાનું કારણ શું છે તે કૃપા કરીને કેહેશો તો, વિશેષ આનંદ થશે.

कंकरुषी—સર્વ ગુણસંપન્ન રાજેંદ્ર હું—ધર્મ, પાંડવનો મીત્ર છું. તેથી વનવાસ ગયેલા પાંડવોની શોધે નીકળ્યો છું, જેથી તેની શોધ સારૂ અહીં થોડા દિવશ નિર્ગમન કરવા મારો વિચાર છે.

वैराटराजा—ખુશીથી આપ અહીંજ રહો, અને આ રાજ્ય ન્યાય આપજ ચલાવો.

कंकरुषी—કાંઇ ફીકર નહીં.

चोबदार—[પ્રવેશ કરી] મ્હારાજા, સ્ત્રી વેશે કોઇ મહાન પુરૂષ બાહેર આવેલ છે તે અંદર આવવાની રજા માગેછે.

वैराटराजा—તેને અહીં બુલાવી લાવો. [ચોબદાર પ્રવેશ કરાવે છે તે જોઇને] અહાહા! આ શું ગજબ! મહાન યોદ્ધાસમ ચિન્હ જણાઇ આવે છે, છતાં સ્રીનો વેષ ધારણ કરનાર અયે વિચિત્ર ચેહેરેદાર તમે કોણ છો?

ब्रह्मला—રાજા, હું પુરૂષ નથી; પણ, બ્રહન્નલા એ નામની વ્યંઢળ સ્રી છું; પુર્વે પાંડવો પાસે રહેલ છું તેમ હું અર્જૂન પાંડવ પાસે વિદ્યાકળા, ગાયનકળા અને યુદ્ધ કળા શીખેલ છું.

वैराटराजा—યુદ્ધકળાનાં તમારાં ચિન્હ પ્રસિદ્ધ દર્શાઇ આવે છે માટે પાંડવોને ગાયનથી ખુશી કરનારી અયે બ્રહન્નલા અમને તો તમારૂં એકાદ ગાયન સંભળાવી ખુશી કરો.

ब्रह्मला—બહુ સારૂં મહારાજ જેવી આજ્ઞા.

[મોરી અખીયાં ફરકન લા-ગી.—એ રાહ.]

કુદરતની દીસે મ્હેર ભા-રી. ટેક.
રાજ મળ્યું રાય, ઉત્તમ તુજને;
રિદ્ધી સિદ્ધી દીસે સા-રી. કુદરત૦
વિવેકી તું, વૈરાટરાજા,
ગુણી કચેરી આ તા-રી. કુદરત૦
નીરખી બ્રહન્નલા, મોદીત થઇ મન;
લેય છે બલૈયાં વારી વા-રી. કુદરત૦

वैराटराजा—વાહવાહ! અવધી, અવધી. અરે! બ્રહન્નલા, તમેતો અમારા શેહેરમાંજ રહો. અને મારાં કુંવર કું-

વરીને યુદ્ધ કળા, ગાયન કળા, અને તે શીવાયની તમારી પાસેની બીજી કીમતી વિદ્યાની તાલીમ આપો.

ब्रहन्नला—સારૂં મહારાજ, થોડી મુદત આપની આજ્ઞાને અનુસરી આપના શેહેરમાં રહી કુંવર કુંવરીને યોગ્ય શીક્ષણ આપીશ.

નેપથ્યમાં.

[મારી પણ ભેળા ભેળી જોગવાઇ કરી નાંખજો.]

विदुषक—એ વળી મારો ભાઇ કયાંથી આવેલ છે. [ચોબદારને] જોજો કે જોશો? ભાગી જશે તો હાથથી જાશો.

वैराटराय—ચોબદાર જો જો, એ વળી કોણ આવેલ છે એને પણ અંદર બોલાવી લાવ. [રસોઇયાને વેષે ભીમને પ્રવેશ કરતો જોઇને] બોલ તારી શું હકીકત છે.

विदुषक—લથડ પથડ બોલ જોઇયે, મારા ભાઇ બોલી દે જોઇયે.

કેરબો.

बल्लव—[ગજબ ગુજર્યો છે આજ અતીશય ભારીરે—એ રાહ.]

કડછાની કદર અરે કોણ કરેરે, અરે કોણ કરેરે,
પેટડ કોણ ભરેરે. ટેક.
પાંડવ વનવાસે વિચર્યાથી બલ્લવ બહુ રખડંત;
રાખે નહીં રાજા કે રાણા, દેખી દીલ ડરંત. કડછા.
સામગ્રી હું સારી શીખ્યો રહી પાંડવની પાસ;
પણ આ પેટડ ભરવા ભૂપત, લાગ્યા કંઇક નીરાશ. કડછા.

[રાગ ઉપરનો.]

विदुषक—કડછાની કદર વિદુષક કરેરે, વિદુષક કરેરે,
નહીં ભૂલ પડેરે. કડછાની૦ ટેક.

મારો કડછો દઉં હું મારી, કામ હરેકમાં જઈ;
તારો કડછો પણ કો ઠામે, મારીશ મારા ભઈ. કડછાની૦
એમ નહીંતો કડછે ચોટયું, ચાટી ચુટી જાણીં;
આંગળિયે રેહજ્ને વળિ વળગ્યું, તો તે કરડી ખાણીં. કડછા૦

वैराटराजा—વાહવાહ એમાં કાંઇ શક નહીં. [ બહલવ પ્રત્યે ] અયે હસ્તી સમાન મસ્ત બહલવ તારે અમારાં રસોડામાં સર્વે રસોયાના ઉપરી તરીકે ખુશીથી રહેવું. કારણ તું પાંડવો પાસે રહેલ છે એટલે બીજાઓમાં એટલી લાયકત નથી. રાજા તારૂં ભરણપોષણ કરી પૂરતો પગાર આપશે.

बल्लव—જેવી આજ્ઞા.

विदुषक—[ બહલવને ] લે ભાઇ તારો પણ કડછો લાગ્યો. માટે હવે મને જરાક ચટણી બટણી ચખાડતો રેહેજે.

बल्लव—કાઇક દી વાત, આવજે એકલો.

विदुषक—એકલો આવું કાં ? ઠીક ઠીક જાણ્યું. એતો તારી ચટણી ચાખી લીધી ભાઇ. સોના મ્હોરના ચેપા જેવી. એમાં કેમ ના કેહેવાય.

वैराटराजा—આજે વખ્ત ઘણો ગયો છે માટે આવેલ મા-

ણુસોને વાસ્તે અશ્વશાળા તથા ગઉશાળામાંથી તમને યોગ્ય લાગે તેવાં પશુઓ વાહન માટે કચેરી બંધ કરી સુપર્દ કરાવું. [ચોબદાર પ્રત્યે] કચેરી બરખાસ્ત કરો.

चोबदार—કચેરી બરખાસ્તપર નીગાહ રખીયે મેહેરબાન.

विदषक—કચેરી ઉઠી માટે ઘરે પોહોંચવા ગોંધાઇ રહેલા મેહેતા મસુદી, સીપાહીં સપરા, વાળજો ઝટ મુઠી, મેલો વેહેતાં કાં મેલો તડબડીયાં, મુકી દઇ લસરક લડબડીયાં. [સર્વે જાય છે.]



# प्रवेश २ जो·

## સ્થળ—વૈરાટનગર, અંશ્વશાળા.

વૈરાટરાજા, કંકરૂપી, બ્રહનલા, અશ્વપાળ ચનુ, નિકુળ, સહદેવ તથા હજુરી.

निकुळ—સહદેવ, જૂઓ આ અહીંના રાજાની અશ્વશાળા દેખાય છે. ચાલો આપણે અંદર જઇ જોઇયે.

सहदेव—ચાલો. [એમ કહી અશ્વશાળામાં દાખલ થઇ જુએછે.]

चनु—અયે ભલા માણસો, તમે કોણ છો? અહીં કયાંથી આવ્યા છો! અહીં તમારે આવવાનું પ્રયોજન શું છે?

निकुळ—અમે દૂર દેશથી નોકરીની ઉમેદે અહીં આવેલ છઈયે. પાંડવોની પાસે આ કામમાંજ અમે સામેલ હતા. જેથી તે અમને બહુ પ્રિય હોવાથી જોવા માટે અહીં આવ્યા છઈયે. [એટલામાં રાજા અશ્વશાળામાં દાખલ થાયછે તેથી નિકુળ સહદેવ એક બાજુ ઉભા રહે છે.]

वेराटराजा—ऋषीराज જુઓ આમાંથી આપને જે અશ્વ પસંદ આવતો હોય તે છોડાવી આપું.

ऋषो—ગમે તે એક છોડાવી આપો.

चनु अश्वपाळ—દુર ભાગજો, દુર ભાગજો, ઘોડા મસ્તી કરી મેદાન પડયા છે. દૂર—દૂર.

वैराटराजा—[એકદમ] [તકદીર હમારી ઇન દીનો કૈસી બદલ ગઇ. એ રાહ.

દોડ, દોડ, દોડ, અશ્વપાળ જલ્દી દોડ;
ઘોડાની ઘોડારથી, છૂટી પડી છે જોડ.

अश्वपाळ चनु—મહારાજા એ અશ્વ આજ, કબજે નહીં રહ્યા;
પકડાતા નથી એ અશ્વ, હાથથી ગયા.

निकुळ तथा सहदेव—ખબરદાર, ખબરદાર, વૈરાટના રાય;
અશ્વ ક્ષણુ વારે તા—બેદાર તાબે થાય.

[એમ કહી ઘોડાને પકડવા દોડે છે.]

वैराटराजा—અયે ચનુ, એ બન્ને નવતર જવાન કોણ આવેલછે?

चनु—મહારાજા, એ પાંડવોનાં માણસો હતાં તે અહીં નોક-

રીની ઉમેદે આવેલા જણાય છે.

[નિકુળ તથા સહદેવ નાઠેલા ઘોડાને હાથ કરી રાજાની સલામ કરતાં]

**वैराटराय**—શાબાશ, શાબાશ, તમે શું કામ જાણો છો ?

**निकुळ**—હું અશ્વનો પરિક્ષક છું. પાંડવોના વનવાસ ગયા પેહેલાં તેની અશ્વપાળી કરતો હતો [સહદેવને બતાવી] આ તંતીપાળ ગાયો બળદોનો પરિક્ષક છે તે પણ ત્યાંજ હતો પણ પાંડવો વનવાસે જવાથી નોકરીની ઉમેદે અમે બન્ને આપના મુલક તરફ નીકળી આવ્યા છઈયે.

**वैराटराजा**—તમારા જેવા ચાલાક માણસો મારી અશ્વશાળા કે ગૌશાળામાં કોઈ નથી. તો તમે સહુના ઉપરી તરીકે રહો અને તેના બદલામાં પુરતો પગાર આપી તમને ખુશ કરીશ.

**निकुळ, सहदेव**—બહુ સારૂં મહારાજ.

**वैराटराजा**—[હજુરીને] આ કંકરૂષી અને બ્રહનલાને સાથે લઈ પ્રધાનજી પાસે જઈ તેમને માટે મુકરર કરેલ મકાને પૂરતી સગવડ કરી પોહોંચાડી આવ.

**हजूरी**—સારૂં મહારાજ.

**वैराटराजा**-રૂષીરાજ, આપ બન્ને આ માણસ સાથે પધારો હું હવે મેહેલમાં જઈશ. [સર્વે જાયછે.]



# પ્રવેશ ૩ જો

## સ્થળ—વૈરાટ નગર. રાણીનો મેહેલ.

સુદ્રશ્ના, ચાતુરી, અને પછીથી સૈરંદ્રી.

સુદ્રશ્ના—અરે દાસી, જોતો ખરી પેલી બાઇ કેવી સુંદર છે! તેને જોઇને તારા રાજાની મારા જેવી રાણી પણ લજ્જિત થાય છે. ભલા તે એવી સ્વરૂપવાન છતાં આમ બેહાલે બજારમાં કેમ રખડતી હશે? ખરે તે કોઇ નવતર દેખાય છે. જા તું તેને અહીં બોલાવી લાવ.

ચાતુરી—બહુ સારૂં બાઇ સાહેબ [એમ કહી જઇને બોલાવી લાવે છે.]

સુદ્રશ્ના—[જોઇને] અહા ચંદ્રવદની, ચંપકવરણી, તું કોણ છે? અને આ શેહેરમાં આવે હાલે કેમ રખડે છે?

સૈરંદ્રી—રાણીજી હું દાસી છું. આગાઉ પાંડુ રાજાના પુત્રોની વહુની દાસી હતી. તેમનું તમામ કામ કરતી, પણ તે વનવાસ ગઇ ત્યારથી તેની શોધ કરતી તમારા શેહેરમાં આવી ચડી છું તેવી રીતે ફરતી ફરતી મારા દિવશ નિર્ગમન કરૂં છું.

સુદ્રશ્ના—ત્યારે તો તમે મારી હજૂરમાં રેહેશો તો તમને સઘળી તરેહનું સુખ મળશે.

સૈરંદ્રી—જો આપની ઇચ્છા છે તો હજી તેમનું એક વર્ષ વન-

વાસનું બાકી છે તેટલી મુદત આપને ત્યાં રહી આપની સેવા બજાવીશ.

सुदक्षा—ભલી દાસી સૈરંદ્રી, એમજ જોઇયે. પણ કેહેનો ખરી તારે પતી નથી ?

सैरंद्री—મારે પાંચ પતીઓ છે. તે ગાંધર્વ છે. હું મારૂં હમેશાં સતીવ્રત પાળુ છું અને તેઓનાથી છુપી રોતે મારૂં રક્ષણ થયાજ કરેછે.

सुदक्षा—વારૂ, ત્યારે તમે મારી સાથે બીજા ખંડમાં ચાલો. ત્યાં તમારાં વસ્ત્રોની તજવીજ કરીયે. [જાય છે].

---

# प्रवेश ४ थो.

## સ્થળ—વૈરાટ રાજાની કચેરી.

વૈરાટરાજા, પ્રધાન, વિદુષક, કંકરૂષી, બલ્લવ, કીચક, જીમૂત તથા બીજા પેહેલવાનો, ચોબદાર વિગેરે.

चोबदार—ઘણી ખમા મહારાજાધિરાજ વૈરાટરાય મહારાજની બોલબાલા સલામપે નિગાહ રખીયે મેહેરબાન.

वेराटराजा—કેમ પ્રધાનજી, આજે તો પેહેલવાનોનો પ્રખ્યાત દિવશ છે કે ?

प्रधान—હાં મહારાજ, આપણા પેહેલવાનો અને બીજા દેશી

પરદેશી આવેલા પેહેલવાનો પણ હાજર છે. મહારાજાનો હુકમ થયાથી તેઓની કુસ્તી શરૂ કરાવવામાં આવશે.

वैराटराजा—વાજબી, પણ પેહેલાં અખાડામાં કયો પેહેલવાન આવે છે?

विदुषक—હું હું [છાતી ઠોકી મુંછેતા દઇ] આ બંદા અકડેબાજ પહેલવહેલા પડમાં આવશે.

वैराटराजा—તું કાંઇ તાબુત નથી કે પડમાં આવે.

विदुषक—[લાંબો થઇ] જૂઓ! જૂઓ! આ તાબુત નહીં નો શું?

वैराटराजा—બરોબર તાબુત નહીં.

विदुषक—બરોબર તાબુત નહીં તો તાબુત જેવો તો ખરું?

वैराटराजा—તું તાબુત જેવો છે તો તારાથી કુસ્તી શી રીતે થશે?

विदुषक—[આજ્ઞા હોય યુધીષ્ટર કેરી, ગદા ગ્રહીને મારૂં માર]

મારી કુસ્તી સહુથી સારી, નહીં સંશય કે તલભર ભેદ;
લચપચતા લાડુઓનો હું, કરી જાણું છઉં કેવો વેધ.
ભાત દાળના દડિયા સાથે, નિત્યની કુસ્તી છે મારે;
તે સાથે કુસ્તી કરનારો, બીજાથી કો' શે હારે.

वैराटराजा—અહીં કાંઇ લાડુ દાળની સાથે કુસ્તી કરવાની નથી પણ આતો પેહેલવાનોની સાથે પેહેલવાની કરવાની છે.

विदुषक—પેહેલવાનો ભલે પેલા આવી જાય. મારી ક્યાં ના છે. આ બંકડા બંદાનેતો સર્વે કળામાં કુશળ સમજવા.

वैराटराजा—એમ છે તો થા તૈયાર–[ પેહેલવાનો તરફ જોઇને] અરે છે કોઇ પેહેલવાનો.

सर्वे पेहेलवान—[એકદમ અખાડામાં કુદી] બજરંગબલીકી જય બોલી જાંગબાહુ ઠોકવાથી ]

विदुषक—ઓય ઓયરે બાપલીયા મુવા. આતો બધાછેરે બધા છેરેરેરે બધાછેરે. પડયો પડયો, ઇઇ [એમ કહી પડેછે.]

वैराटराजा—[ પેહેલવાનોને ] સબૂર સબૂર. [વિદુષકને] કેમ, છે વિચાર ?

विदुषक—[ પડયો પડયો ] એમાં ના કેમ કેહેવાય. પણ શરત વિનાનું મારૂં કોઇ કામ નથી. માટે જો મારાથી સમજે તો આપણી હા છે. ભલે ને બધાયે આવી જાય. હું હમણાં ચોટ બોટ, લગાડી પછાડી, ચડી પડી, ને લોટ બોટ તેર કરી નાંખીશ.

वैराटराजा—એતો બધું ઠીક, પણ બોલ તારી શું શરત છે?

विदुषक—એમ કેહવાય નહીં એતો કુસ્તી કરનારા કબુલ કરે તોજ કેહેવાય.

पेहेलवानो—કબુલ છે કબુલ.

विदुषक—શરત તો એ છે કે તેઓ મને અડે નહીં ને છેટે ઉભા ઉભા આડા અવળા હાથ હલાવતા તેના પેચ

કરતા કુસ્તી કર્યા કરે પછી જો હું હારૂં તો મારો બાપ હજામ, નહીં તો એના તો ઠરશેજ.

वैराटराजा—એમ તે કુસ્તી થાય કે?

विदुषक—એમ થાય નહીં તો એ જાણે ને એની વાત જાણે, મારી તો જાત જાણે [બીજા તરફ આંગળી કરી] આ બધી જમાત જાણે જે એ હાર્યા ને ભાઇના પંડ ખાટયા. [એમ કહી કાખ કુટે છે.]

वैराटराजा—વાહ વાહ, હવે આ પેહેલવાનોની કુસ્તી નીરાંત કરીને જો.

[એમ કહેવાથી પેહેલવાનો કુસ્તી શરૂ કરે છે અને સરખા ઉતરે છે તેવામાં અખાડામાં આવી કુદતો કુદતો]

जीमूत—[ અરે બાવાજી તુ ફરે કેમ ઉદાસ-એ રાહ. ]

કુસ્તીને કમર પેચ, જાણું કમાન;
પલમાં કુસ્તીબાજો, તણા લઊં પ્રાણ.
દિગ વિજય કર્યા, કંઇ મુલકો તમામ;
લડાઇ લેવા હાલ, આવ્યો આ ઠામ.
લાવોને લડૈયો, જૂવોને મજા;
નહીં તો પુતળીયું, દઇ દ્યો રજા.

वैराटराजा—અહો બાહુ બળપર ગર્વ કરનાર પુરૂષાતની પુરૂષ, તુ કોણ છે?

जीमूत—હું જીમૂત નામનો દુર્યોધનનો પેહેલવાન છું. ને દેશ ફરતો દિગવિજય કરતો અહીં આવ્યો છું.

**वैराटराजा**—[પ્રધાનજીને] આ પ્રચંડ પુરૂષ સાથે કોઇ લડે એમ મને ભાસતુ નથી માટે અખાડી મલને પુછતાં જો કોઇ લડે નહીં તો એ જીમૂતને સોનાનું સવાશેરનું પુતળીયું આપી વિદાય કરો.

**विदुषक**—[ સાંભળીને ] હું-હાં. હું-હાં.

**वैराटराजा**—કેમ! વિદુષક શું છે?

**विदुषक**—એમ ત પુતળીયું ક્યાં રેઢું પડયું છે, તેમ અખાડી મલ માથે પણ ક્યાં ભુંગળું ભાંગ્યું છે. જો કોઇ નહીં લડે તો આ કીચકરાયથી કેમ સંખાશે. એ લડશે, એ ભડશે, એ ચડશે પણ કંઇ દેશની લાજ જવા દેવાદેશે?

**कीचक**—કોઇના ચેહેરાપર નૂર હોય તો લડે કે! મહારાજા મને આજ્ઞા આપો તો હું લડવા તૈયાર છું.

**विदुषक**—હોય જતાં, હોય જતાં, ભલે, થઇ જાય.

**वैराटराजा**—શાબાશ વીર પુરૂષ શાબાશ; ખુશીથી ફતેહ કરો.

**विदुषक**—[ કીચકના ગુલામ સીદીને કાનમાં ] કીચક રાય જીતશે માટે હું કહું કે તુરતજ આપણે બન્નેયે અખાડામાં ખુશાલીનો તારો નાચ કરવો.

**सीदी**—હાવે. મેં મેરા નાચભી કરૂંગા, ચલો અભી.

**विदुषक**—એક જરા વાર જો ભરી જા.

**कीचक**—[જીમૂત પ્રત્યે] અયે જોરાવર બાજુ જીમૂત, તું તારા દેવનું સ્મરણ કરી આ ફોલાદ બાજુથી કુસ્તી કરવા

તૈયાર થા.

ભીમૂત—બજરંગ બલીકી જય, [એમ કહી કીચકથી આખડતાં કીચકને ઊંચે ચડાવી જમીનપર પટકે છે તેની પછાડથી જીમૂત ઓય કરતા બેભાન થઇ પડે છે.]

सर्व—હાં, હાં, હાં. [કરે છે].

विदुषक—ફતેહ, ફતેહ. અયે સીદી જો તારા કીચકરાયનું ફતેહનું વાજું વાગી ચુક્યું; ઉઠ, ઉઠ, તારા નાચ કર [એમ કહી જબ્બરીયે અખાડામાં લોકો તરફ ખેંચી]

સીદીભાઇ હબલા હુઅી રે સીદીભાઇ હબલાહુઅી

सीदी—બેસ બાંબરીને ભખરી કુદી. રે સીદી.

विदुषक—કીચકભાઇ કુસ્તી લડયારે કીચકભાઇ કુસ્તી લડયા

सीदी—છીરા ખાવા પરદે પરયા. રે સીદી.

विदुषक—દ્હાવ લીધા ને લમણા ફુટાં, તુટયા તનના તાગ;

सीदी—હાદે હાદના ખતખા ખોધા, બચે તો બાઇનાં ભાગ. સીદી.

ઓ હો હો હો, બસ બસ, કયા કીચકભાઇ ચીર ગયા? બાપા જાન, ઉડાવ, ઉડાવ.

विदुषक—ઓભર, ઓભર, ઉતાવળા થા માં, હજુ ઉપાડી જવાને થોડી વાર છે.

बेराटराजा—પ્રધાનજી, આ કીચકરાયને કંઇ થોડી ઝપાટ લાગી નથી. જો કમજોરી મુરછા આવી હતી તો આ ટાણે

તો તે ક્યારના બેઠા થયા હોત પણ તેમ નથી. તેમને બરોબર જખ્મ લાગી છે માટે મેહેલમાં મોકલાવી વૈદ પાસે દવા દારૂ કરાવવા તજવીજ કરો. અને કીચકની ખ્વારી કરનાર જીમૂતથી બદલો લેવા કોઇ પેહેલવાન પુરૂષ આપણા શેહેરમાંથી શોધી કાઢો. [કીચકને મોકલાવી આપે છે પણ કોઇ બદલો લઇ શકે તેવો જોરાવર માણસ મળે તેમ નહીં હોવાથી સરવે વિચારમાં પડે છે.]

विदुषक—કાંઇને સુજ્યું ? ન સુજ્યું હોય તો હું સુઝાડી દઊં.

प्रधान—વહેલા થા; કહી દે.

विदुषक—આપણો પેલો, [નામ યાદ કરે છે.] કેવારે ભાઇ આપણો કડછા વાળો બલ્લવ, એ વિના બીજો કોઇ બરોબરી કરી શકનાર નથી, પછીતો તમારીને મારી મરજી.

वैराटराजा—બરોબર છે. એને બોલાવો, કદાચને એ કુસ્તી કરે તો કરે. [હજુરી જઇ બોલાવી લાવે છે. હાજર થઇ સલામ કરી].

बल्लव—હુકમ મહારાજ.

वैराटराजा—આપણી ઇજ્જત રેહેવા, આ જીમૂત પેહેલવાનથી કુસ્તી કરી તમારે ફતેહ મેળવવી પડશે.

बल्लव—હારજીત તો ઇશ્વરની મરજી મુજબ થશે પરંતુ હુકમ મુજબ હું લડવાને તૈયાર છું [એટલું કહી જીમૂત સામી બાજુ ઠોકતાં જીમૂત સામો દોડી કુસ્તી કરે છે તેથી

થોડી વાર કુસ્તી કરી બહલવ ક્રોધના આવેશમાં જીમૂતને પછાડતાં.]

जीमूत—કોણ બી,બી,બી,બી, [પોતાનું નામ લઇ દેશે એમ જાણી બહલવ તેને માથામાં મુટી મારે છે તેથી જીમૂતથી બોલી થઇ જતાં પડે છે તે જોઇ સરવે ખુશી થાય છે.

वैराटराजा—[પ્રધાનને]

[તકદીર હમારી ઇન દીનો કૈસી બદલ ગઇ—એ રાહ.]

ઘો ઇનામ, ઘો ઇનામ, ઘો પોષાક પૂર;

ખુશી કરો આ બહલવને, દઇને જર જરૂર. ઘો ઇનામ૦

ધન ધન એ બહલવને, વાહ વાહ આજ;

રાજ, તાજ, સાજ, ને, સમાજ રાખી લાજ. ઘો ઇનામ૦

प्रधान— [રાગ ઉપરનો.]

હુકમ શરો, ચશ્મે, ઉઠાવું છઊં હજૂર;

મુગટ મણી રાજ રૂઅરૂ, બખ્શુ જર જરૂર. હુકમ૦

[એમ કહી બહલવને પોશાક તથા બીજું ઇનામ આપે છે.]

वैराटराजा—આપણા બીજા પેહેલવાનોને પણ નિરાશ કરવાના નથી. તેમને પણ લાયકી પ્રમાણે ઇનામ આપી વિદાય કરો.

प्रधान—જેવી આજ્ઞા. એમ કહી હાજર રાખેલા પોષાક પેહેલવાનને આપે છે ]

वैराटराजा—ચોબદાર, હવે આજની મીજલસ બંધ કરો.

ચોપદાર—મીજલસ બરખાસ્તપે નિગાહ લીજીયેં મેહેરબાન.
[સર્વે ઉઠે છે. રાજા જાય છે.]

---

# પ્રવેશ ૯ મો.

## સ્થળ—વૈરાટ નગર. રાણીનો મેહેલ.

સુદ્રશા, ચાતુરી, સૈરંદ્રી, કીચક.

સુદ્રશા—દાસી ચાતુરી, કીચકભાઇને કુસ્તીમાંથી જખ્મ થઇ હતી તે હવે આરામ થઇ જવાથી માથે પાણી નાખેલ છે, માટે તું એમને અહીં મળવા બોલાવી લાવ. તેનું મુખ જોયાં શિવાય મને જરા પણ ચેન પડતું નથી.

ચાતુરી—બહુ સારૂ બાઇ સાહેબ, હમણાં બોલાવી લાવું છું. [જાય છે.]

સુદ્રશા—દાસી સૈરંદ્રી, મારા કીચકભાઇ અહીં આવનાર છે, માટે તેને માથેથી ઉતારવા સારૂ એક અડાળી સોના મ્હોરની આ કુંચી આપું તે તું પેલી પેટીમાંથી ભરીલાવ.

સૈરંદ્રી—વારૂ બાઇ સાહેબ, કુંચી લાવો. [કુંચી લઇ પેટીમાંથી સોનામ્હોર કાઢી અડાળીમાં ભરી રજુ કરે છે તેવામાં]

ચાતુરી—બાઇ સાહેબ, કીચક મહારાજ પધારે છે.

સુદ્રશા—[કીચકની સામે જઇ] કેમ ભાઇ હવે તો આરામ થઇ ગયો કે ?

कीचक—હા બ્હેન. આપની કૃપાથી મને તદન આરામ થઇ ગયેલ છે.

सुद्रक्षा—સૈરંદ્રી, એ સોના મ્હોરો બાઇની માથેથી ઉતારી દાનમાં દેવાને બાહેર મૂક.

सरंध्री—ચાતુરી, લે આછાળી તું માથેથી ઉતારી લે.

सुद्रक्षा—[ સાંભળીને ] રાંડ ઢુંડી, કહું છું તેમ કરતી નથી ને ચાવળી થાય છે ?

सैरंध्री—બાઇ સાહેબ, મને વિના પ્રયોજને આવું કેહેવું આપને ઘટીત નથી.

कीचक—[ સૈરંદ્રીને જોઇને રાજી થતો ] અહોહોહો, અરે! એ કોણ? [ એમ કહી જોતો જોતો લડથડે છે ] કીચક જોઇ રહેવાથી સૈરંદ્રી દુર ખસી જાય છે.]

सुद्रक्षा—જાળવો, જાળવો ભાઇ; હજી તમારા શરીરને બરોબર ઠીક થયું લાગતું નથી.

कीचक—નહીં, બેન. મને તદન આરામ છે. પણ આ ચંદ્રવદનીને જોતાં મારૂં ચિત્ત ચળી જવાથી ચશી ગયો હતો. બેર, પણ એ રાજાની રાણી તરીકે શોભે તેવી છે પણ તે દાસી કેમ છે? અરે બેહેન, તું એને મારા મેહેલમાં માનીતીરાણી તરીકે રાખવા દે એટલે મારી બિમારીની બધી પિડા દૂર થશે.

सुद्रक्षा—બાઇ એતો પરણેલી છે. અને એના ગાંધર્વ જેવા પતી છે કે જે એની છુપી રક્ષા કરે છે. તેને તમારાથી

કેમ રાખી શકાય?

कीचक—તેણીના સારાં ભાગ્યે ને તમારા પ્રતાપે ગમે તેમ થાય તોપણ મારી માનીતી રાણી કરીને રાખીશ. આજ દીવશ સુધી મારે ત્યાં ન મોકલી તેનો મને ઘણો ખેદ થાય છે માટે મારા ચળાયમાન જીવને શાંતી પમાડવી હોય તો અપે બેન, ભોજનનો થાળ લઇને બીજી કોઇ દાસીને ન મોકલતાં એનેજ મારે મેહેલે મોકલવા મેહેરબાની કર.

सुद्रश्ना—ઠીક છે ત્યારે, આજે એનેજ મોકલીશ.

कीचक—ત્યારે બેન હવે હું જાઊં છું માટે તું તેને હમણાજ મોકલજે.

सुद्रश्ना—ભલે તમે જાઓ. [કીચક જાય છે,] સૈરંદ્રી, એક ભોજનનો થાળ તૈયાર કરી કીચકભાઇને જમાડી આવ.

सैरंद्री—બાઇસાહેબ, હું ત્યાં કોઇ દીવસ જતી નથી માટે આ બીજી દાસીને થાળ લઇને મોકલો.

सुद्रश्ना—નહીં, નહીં, ત્યાં તારેજ જવું પડશે. બીજીને મોકલવાની કાંઇ જરૂર નથી.

सैरंद्री—તમારા કીચક ભાઇની વૃત્તિ મારા સતીત્વ ધર્મમાં ખલલ પોહોંચે એવી જોવામાં આવે છે, માટે બાઇ ત્યાં મારૂં કામ નથી.

सुद्रश्ना—[ક્રોધથી] કમજાત લુંડી, તું મારા હુકમની સામી

શ્રાય છે? [ ચાતુરીને ] ચાતુરી, આ બેશરમને થાળ આપી હડસેલી બાહેર કાઢ.

ચાતુરી– ચાલ સૈરંદ્રી આગળ થા. [એમ કહી બાહેર કાઢવા હડસેલે છે તેથી ક્રોધાયમાન થઇ સુદ્રશ્નાને]

સૈરંદ્રી—[બસ બસ થઇ છે હવે બહુ, ક્ષત્રાણી સત નહીં ચુકેરે.]
એ રાહ.

તારૂં જવાનું થયું શું સત્યાનાશ, સુદ્રશ્ના તુને આ શું સુજયુંરે,
થયો અસત અંતર આભાસ. સુદ્રશ્ના.
તોડ સત્ય સુદ્રશ્ના તું નાર, સુદ્રશ્ના.
ધીઃક ધીઃક થશે અવતાર. સુદ્રશ્ના.
જન્મ પામી ન પામી અજાણ, સુદ્રશ્ના.
પાપ બોજે બાંધે તુજ પ્રાણ. સુદ્રશ્ના.
નહીં નહીં એમાં કાઢીશ સાર, સુદ્રશ્ના.
રંક દાસીની વિનંતી વિચાર. સુદ્રશ્ના.

સુદ્રશ્ના--લે રાંડ, શીખામણ દેવા આવી છે. લવલવાટ મૂકી આગળ થા. [ચાતુરીને] ચાતુરી, લે એ રંડાને લબડધક્કે.

ચાતુરી--બહુ સારૂં બાઇ સાહેબ, [એમ કહી ધક્કા દેતી બાહેર કાઢે છે. ]



# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—માર્ગ.

### સૈરંધ્રી.

સૈરંધ્રી—[ગળગળીત થઇને] ઓ ઇશ્વર, તારાં બેગુનાહી બાળક પર પોતાનું સત્ય સાચવતાં, અરે! ધર્મની ધીંગી ઢાલ ધરતાં બિલકુલ કોપ વર્તી ત્રાહે ત્રાહે થઇ રહેલ છે. હાય! પતીદુઃખ વાંસે હાલ બેહાલ પાયમાલ થતી વનવાસમાં રઝળતી અંતે તારા આશરા ઉપર પતીથી એકલી વિખુટી થઇ સમર્થ પાંડવોની રાણીએ દાસત્વપણું સ્વીકાર્યું; તોપણ દુખીયારીની બાંહ પકડી ધાંહ સાંભળે નહીં તો આ દેહ જવાની તૈયારી જાણવી. પતી પાંડવોતો આ ટાણે પોતપોતાના હાલમાં હેરાન છે ત્યારે તું જગતનિયંતા નોધારા આધાર, દુઃખિયાની દીનતા નહીં સુણે તો બીજો કોણ સાંભળી સહાય કરનાર છે!

ભૈરવી.

[મીઠી આંખડલી મારીને કાળજ કોરીયું રે.—એ રાહ.]

મારી પત રાખોને પ્રભુજી, હવે શું કરૂં રે.
શું કરૂં રે? દુઃખ કોને કહું રે. મારી૦
કામાતુર કીચક થયો, કુકર્મનો કરનાર;
તે પાપીને સંહાર તું, સૃષ્ટીના સૃજનાર. મારી.

પાપી વ્હેતી દુષ્ટની, જુલ્મ કેરી જાળ;
તેનાથીજ બચાવ તું, તુજ બાળને ગોપાળ મારી.
પતી મુજ પરવશ પડયા, ધર્મે ધર્યો બ્રહ્મવેશ;
અર્જૂન અબળા થઇ રહ્યો, વધાર્યાં વ્હાલે કેશ. મારી.
ભીમ ભ્રમીત તો થયો, ધુમાડે ધુંધવાઇ;
અશ્વપાળ નિકૂળ બન્યો, સહદેવે ગાયો ચરાઇ. મારી.

હે જીવ, ગમે તેમ થાય તોપણ તારૂં સત્યનો જવાનુંજ નથી. માટે જોખમની જાળમા ફસાઇ તારાપર જે વીતક વીતે તે, સહન કર્યા શિવાય એકે ઇલાજ નથી. [ એમ કહી દીલગીર થતી ઇશ્વરને સંભારતી ચાલી જાય છે.]



# અંક ૩ જો

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કીચકનો મેહેલ.

કીચક, સૈરંદ્રી.

**कीचक**—[એકલો] અહાહાહા, શું સૈરંદ્રીની ખુબી, જેના ચંદ્ર સમાન ચેહેરે મારા ચકોર જીવનું ભાન ભૂલાવી દીધું છે. જેની ખંજર સમાન ભ્રગુટીએ મારા કલેજામાં કારી

જખમ માર્યો છે, જેનાં મૃગ સમાન નયનોએ મારા મનને મારી બેહાલ બનાવી દીધો છે. જેનાં મૃદુ ભાષણે મારા ચિત્તને ચોરી લીધેલ છે એવી મારી આંખની કીકી, પ્યારી સૈરંદ્રી, હજી કેમ ન આવી? અરે! સૈરંદ્રી તું આવવાને એટલી બધી ઢીલ કરી મારા જીગરને કેમ જલાવી મારે છે. હવે તો તું જલ્દી આવી મારા આકર્ષેલા હૃદયને શાંત કર. અરે! જીવજાન સૈરંદ્રી, તારા મૃદુ ભાષણથી મારા મરેલા મનને સજીવ બનાવ.

સોરઠ.

[પિયુ મારા વચને પળજોરે ભરથાર વેહેલેરા વળજો—એ રાહ.]

હૃદય આકર્ષણ કારીરે, સુખદાઇ સૈરંદ્રી નારી. ટેક.
ચંદ્ર તુંજ ચકોર હું ચળીયો, તજી ચતુરાઇજ સારીરે. સુખદાઇ.
નેન નમણે કાળજ કાપ્યું, મતી મંદ થઇ દિસે મારીરે. સુખદાઇ.
ભ્રમીત થઇ આ ભટકે ભમરો, આવને પ્યારી ઓ પ્યારીરે.
સુખદાઇ.

[એટલામાં થાળ લઇ સૈરંદ્રી આવે છે.]

सैरंध्री—કીચકરાય, મારી બાઇએ આપને માટે આ ભોજનનો થાળ આપ્યો છે [એમ કહી થાળ મૂકે છે.]

कीचक—કમળાક્ષી, હું ભોજનનો ભૂખ્યો નથી પણ તારા દર્શનનોજ તરસ્યો છું, માટે હવે તું મારી રાણી થઇને રહે અને દાસપણાથી મૂક્ત થા.

सैरंध्री—મારે પાંચ પતી છે તેથી હું તારી કાંઇ દરકાર રા-

ખની નથી. મારે મારા સત્યની દરકાર છે માટે અયે મૂર્ખ-
ના જામ, ફરીથી આવાં વેણુ ઉચરતાં ઇશ્વરનો ડર રાખ.

कीचक—તારે પતી છે તો શું થયું? તું તેને તજી આ કી-
ચકની કાન્તા થઇને રહે. બીજી બધી વાત કરવી મૂકી
દઇ મારી પાસે આવી રહે. [એમ કહી પાસે જઇ]

સીંહાનો કનરો.

[ તારૂણી તુજથી નથીરે જુદાઇ.—એ રાહ.]
આવોને પ્યારી, દુલહન મારી,
મૃગનયની મસ વ્હાલ વધારી. ટેક.
તુજ બીન ઝૂરે; પ્રાણ આ તારો;
તેને પ્રિયા કેમ, દે તુ વિસારી. આવો.
તુજ પ્રેમમાં મુજ, મનડું ગળિયું;
રસતું હૃદયરસ પીને એ પ્યારી. આવો.
મનમુરગો મોહ, જાળે ફસાયો;
દૂર દેખો ઉર, આવે અંધારી. આવો.

[એમ કહી સૈરંધ્રીનો હાથ પકડી વળગવા જાય છે તેથી.]

सैरंध्री—દુર રહે દુષ્ટ. [કહી હાથ તરછોડાવતી]

ખમાચ-ઠુમરી.

છોડ એ નાદાન હઠ ભજ ભગવાન તું,
ગર્વીષ્ટ શાને ઠાલું ગુમાવે ગુમાન તું. ટેક.
જોર જુલમ કાં કર મુજ પર તું,

મૂરખ મૂરખ મૂરખરે;
અરે ફટ નીરલજ તું ને લા–જ નહીં;
સતીને સંતાપી શીદ કરે વીષ પાન તું. છોડ.

कोचक—તું ગમે તેટલું ગમે તેમ બોલીશ તેથી મને કંઇ અસર થવાની નથી વાસ્તે અયે પ્યારી તું તારી હઠ તજી કીચકને કોચવણી કરતી બંધ થા.

ભરવી.

છેલ છબી–લી, બો–હદીલી,
શરમ છોડ જોડ પ્રીત પ્યારી,
નીત નીત તું રસી–લી. ટેક.
માન મારૂં કહ્યું, વિમૂખ ન રે'તું,
તુજપર જાઊં બલિહારી પ્યારી અલબેલી.છેલ.

सैरंध्री—અયે પાપી, હું તારાં ક્રૂર વચન સહન કરી શકતી નથી માટે તેવાં વેણુ વદનો બંધ થઇ તારા દુરાચારી વિચારને તારા દીલમાંથી દૂર કર.

कीचक—એ કોઇ દીવશ પણ બનવાનું નથી. કારણ હું તને બિલકુલ છોડવાનો નથી માટે જો નહીં માને તો જબરજસ્તીથી મારી સ્ત્રી કરીને રાખીશ.

सैरंध्री—તારી બુદ્ધી ખરેખર ભ્રષ્ટ થઇ છે. જા તારો થાળ તારી પાસે રાખ. મને તે પાછો લઇ જવાની કાંઇ જરૂર નથી [કહી ચાલતી થાય છે તેથી]

कीचक—એમ તે તું મારા પંજામાંથી કયાં જતી રહે એમ છે. કમબખ્ત નાદાન, વચનની વિરૂદ્ધણી બેશ અહીંયાં [એમ કહી વળગે છે જેથી સૈરંદ્રી નાસવા જતાં તેના કેશ પકડી] મૂર્ખ માનુની ચાલ મારી આગળ થા એમ તે કયાં જતી રહેવાની છે. [સૈરંદ્રી આગળ નહીં થવાથી તથા ભાગવાનું કરવાથી કીચક તેના કેશ ઝાલી ખેંચેછે. તે દુ:ખથી સતી પોકાર કરે છે તેવામાં સુર્યદેવનો દૂત અંત્રીક્ષથી આવી સતીની સ્હાય કરતો એકદમ કીચકને દૂર પછાડી અલગ કરી અદ્રશ્ય થાય છે ને સૈરંદ્રી રાજાનો આશ્રય લેવા, રાજા વિદ્યાલયમાં જવાના હોવાથી ત્યાં હશે એમ ધારી વિદ્યાલય તરફ એકદમ નાસે છે. તે જોઇ કીચક પણ જોરભર્યો ક્રોધયુક્ત થઇ તેનો પીછો લેછે.]

---

# प्रवेश २ जो.

## સ્થળ—વિદ્યાલય.

બ્રહન્નલા, કુંવર, કુંવરી વૈરાટ્રરાજા, કંકરૂષી, હજુરી, તથા પછીથી સૈરંદ્રી તથા કીચક.

ब्रहन्नला—[કુંવરકુંવરીને] આજે તમારા પિતાજી અહીં આવવાના છે માટે તેની આગળ તમારે વિવેકથી વર્તવુ ને જે આજ્ઞા કરે તેનું ઉલ્લંઘન નહીં કરતાં તમારા શિક્ષણથી તેમને ખુશી કરવા.

कुंवरकुंवरी—કાંઇ ફીકર નહીં, એઓ અમારા અભ્યાસથી ખુશ થઇનેજ જશે.

[એટલામાં "ઘણી ખમા મહારાજા ધીરાજ" એવો અવાજ સાંભળવાથી બ્રહ્નલા તથા કુંવરકુંવરી સામા જઇ રાજાને વિદ્યાલયમાં પ્રવેશ કરાવે છે.]

वैराटराजा—[બેઠા પછી] મારા પ્યારા ફરજંદો, તમારી યુદ્ધ કળા જોઇને હું ઘણો ખુશી થયો હતો તે બાતે બ્રહ્નલાને શાબાશી ઘટે છે. ઉમેદ છે કે ગાયનકળામાં પણ તેઓએ તમને તેવીજ રીતે પ્રવીણ કરેલા હશે. માટે તેનું સારૂં પરિણામ જોવા એકાદ વસંત રૂતુ વિષે ગાયન સંભળાવો.

कुंवरकुंवरी—જેવી આજ્ઞા પિતાજી.

સીંહાનો કનરો.

રૂત બસંત, બની છે રૂપાળી, નીરખો નૌતમ વૃક્ષ નીહાળી. ટેક.
ફુલ પલાસ, ગુલાબ રંગીલા, નવ પલ્લવ, વનવેલી રસાળી. રૂત.
ગુંજત ભૃંગ, સુરંગ મનોહર, કોયલ કીર મયૂર મયાળી. રૂત.
ચંપા ચંબેલી, મોગરા મરવા, ભાર અઢાર ખીલી દ્રુમડાળી. રૂત.

वैराटराजा—વાહવાહ, તમારા આ ગાયનથી મને ઘણોજ આનંદ થયો છે. માટે તેવુંજ એક ઉપદેશ વિષેનું ગાયન સંભળાવી મારા મનને ખુશ કરો.

कुंवरकुंवरी—બહુ સારૂ પિતાજી.

ઢેરવો.

ભરમે ભૂલ્યા શું ભજોને ભગવાનનેરે. [બે વાર] ટેક.
આ દુનિયાંનું સુખ દુખ એવું, મૃગ તૃષ્ણાનું નીર હોય તેવું;
જાણી સ્વપ્ના જેવું, *સમજો શાનનેરે. ભરમે.
આરે જગતમાં જન્મ ધરીને, ચોર્યાશી ફેરા રહ્યો ફરીને;
આપ્યો મનુષ અવતાર, માન એહસાનનેરે. ભરમે.
ગર્ભવાસમાં રક્ષા કીધી, દેહ મનુષ્ય દયાળે દીધી;
તોપણ મર્મ ન જાણી, ભૂલ્યો ભાનનેરે. ભરમે.

वराटराजा—વાહ, તમારા ગાયનથી મને અનહદ આનંદ થયો છે. શાબાશ બ્રહન્નલા શાબાશ. લ્યો; આ ઇનામચીઠી. [ચીઠી આપે છે તેવામાં]

सैरंद्री—[એકદમ પ્રવેશ કરી] અરે વૈરાટરાય તારા રાજમાં તારી દાસી ઉપર ક્રૂર કીચક જુલમ ગુજારે છે તેનો ન્યાય કર અને એ દુષ્ટના દાબમાંથી મને બચાવ. [એટલું કેહેતાં કીચક આવી પોહોંચી કેશ ઝાલી પાટુ મારી]

कीचक—અયે બેશરમ દુષ્ટ રંડા, તું મને તરછોડી અહીંયાં ભાગી આવી છે તેનો આ પ્રસાદ આપું છું. [મારે છે. બ્રહન્નલા જોઇ નહીં શકવાથી કંકરૂષી સામુ જોઇ દાંત કચડતી આંગળાં ઉડાડે છે. તેથી કંકરૂષી સબુરી કરવા પગનો અંગુઠો મરડી બેશી રેહેવા ઇશારો કરે છે.] યાદ રાખજે

---

*આ જગાએ બનાવેલી આ ગાયનની છેલ્લી અર્ધી લીટી બે વાર બોલવાથી એ ગાયન વધારે મધૂર લાગશે.

કાલ સુધીમાં તું મારે તાબે નહીં થાય તો હું તારી પુરી વલે કરીશ.

वैराटराजा—કીચકરાય, આમ કરવું તમને યોગ્ય નથી. [કીચક બોલ્યા વગર ગુસ્સામાંને ગુસ્સામાં પોતાને મકાને ચાલ્યો જાય છે.]

कंकऋषी—રાજા, કીચકરાય ઘણા મદોન્મત થઇ ગયા છે. માટે તમારે તેમને સમજાવવા જોઇએ.

वैराटराजा—આ કાલે હું તેને સમજાવીશ. [કહી જવા માટે ઉઠે છે.]

चोबदार—ઘણી ખમા મહારાજાધિરાજની બોલબાલા. ઘણી ખમાં, ખમાં.

---

# प्रवेश ३ जो.

## સ્થળ—વૈરાટ નગર. રાહ માર્ગ.

सैरंद्री—અરે આ અબળાની રાજાએ પણ દાદ સુણી નહીં. પોતે પ્રસિદ્ધ થઇ જાય માટે પતી, ધર્મ અને અર્જુને, મારાપર પડતો અસહ્ય જુલમ જોયા કરી મારી કાંઇ સાર લીધી નહીં ત્યારે હવે મારા સત્યનો ભંગ થતો શી રીતે અટકાવવો? ચાલ જીવ અંધારી રાતનો સમય છે, અર્ધી રાત તો વીતી ગઇ છે પણ પતી પાસે જઇ દુઃખ દર્શાવી આશ્રય લીધા શિવાય છુટકો નથી. ઓ ઇશ્વર!!

તું તારી રંક બાળકીને તેનાપર પડતાં વિઘનોથી બચાવ.
[ચાલતાં ચાલતાં]

બનજારો.

ત્રાહી ત્રાહી અરે ભગવાના. કર દૂર તું દુઃખ નીશાના ટેક.
જાયે સહ્યાં સંકટ નહીં આરે, નહીં મૂજને કોઇ ઉગારે;
આવ્યા દેખવા દુઃખ જમાના, ત્રાહી ત્રાહી અરે ભગવાના. ૧
પાપી કીચક કરે મહા કેર, ત્રીભૂવન ધણી ન કરે મ્હેર;
ફરી વળ્યા સતી સૂખ પાના, ત્રાહી ત્રાહી અરે ભગવાના. ૨
રાજ રાયે તો દાદ ન દીધી, નહીં ઇશે અરજ ઉર લીધી;
નહીં જોયા ભક્તિ તણા બાના, ત્રાહી ત્રાહી અરે ભગવાના. ૩
પતી પાંચ પાંડવ ઘણા બળીયા, પણ પરવશથી પ-તળીયા;
જોઇ ઝરવે ચશમે ઝેર છાના, ત્રાહી ત્રાહી અરે ભગવાના. ૪
જાઉં તોપણ તેની પાસે, બારી બચવાની કાંઇ થાશે;
સ્હાય કરશે કંઇક એ દાના, ત્રાહી ત્રાહી અરે ભગવાના. ૫
[જાય છે.]

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—વૈરાટનગર કંકરૂષીનું મકાન.

કંકરૂષી, સૈરંદ્રી.

**સૈરંદ્રી**—[એકલી] પતી, ધર્મરાજાનું મકાન તો આવી પહોંચ્યું પણ તેઓ તો દરવાજો બંધ કરી સુઇ ગયા જણાય છે.

એટલે હવે તેમને જગાડ્યા શિવાય છુટકો નથી. [કહી જગાડે છે.]

બીભાસ.

જાગોને પિયુજી મારા, ધર્મ હીતકારી.
ધર્મ હીતકારી પીયૂ, દાસી હું તમારી. ટેક.
સુખેથી સુતા છો સ્વામી, જાગીયે અંતરજામી;
સતી સૌર નામી નામી, કહે છે પુકારી. જાગોને.

कंकरूषी—કોણ પ્રિયા સૈરંદ્રી ? [દરવાજો ખોલી]
[ઘરસે યહાં કોન ખુદાકે લીયે લાયા મુજકો—એ રાહ.]
સતી આ સમય નહિં, છતાં શું આવવું થયું;
મારૂં મન નીરખીને, સતીને અંદેશાઇ રહ્યું.
ચ્હેરે નહીં નૂર કહો, વાત ઉતપાત તણી;
જોઇ દિલગીર રે, દીલદાર ફીકર થઇ ઘણી.

सैरंद्री—[ખુશ રહો સનમ જા મેરાબી દાતા બેલી—એ રાહ.]
શું કહું હું મારૂં દૂઃખ, નહીં મમ બેલી;
આ દ્રૌપદી દુખણી સૌર, ઉગી દુખવેલી.
બહુ કીચક કરી તોફાન, સંતાપી મારે;
કોઇ કરવા મ્હારી સ્હાય, ચડો નહીં વ્હારે.
મને મ્હેલની માંહી, મુદ્દલ નહીં રાખે;
દેખંતાં મૂજને લુર્ત, ભાગ એ ભાંખે.
કરે કીચક મુજપર કેર નજર બદ નાખી;
તે પડતિ પીડાથી નાથ, ઇજત ઘો રાખી.

कंकरूषी—પ્રીયા, તમે આમ બાવરાં કેમ બની જાઓછો ?

પુર્વે નળ રાજા તથા સતી દમયંતીએ કેટલું દુ:ખ સહન કર્યું છે તે તમે જાણતાં નથી? તમારૂં દુ:ખ અમારા જાણવામાં છે પણ, શું કરીયે? આ ટાણે એ કીચકનું કાટલું કરવા જતાં જાહીર થઇ જઇએ એટલે ફરી તેર વર્ષનો વનવાસ ભોગવવો પડે તેથી આપણા દુ:ખનો કોઇ દીવશ પાર આવે નહીં માટે આ વેળા ગમે તેમ કરી આપણે છુપા રહેવાના પંદર દીવશ બાકી છે તે વીતે એટલે કીચકે તમારાપર જે જુલમ ગુજારેલો છે તેનો પેહેલવેહેલો બદલો લેશું.

**सैरंध्री**—ઠીક, બીજું શું? આ ટાણે તમે રૂપીવેશ ધારણ કર્યો એટલે મારો કાંઇ ઇલાજ નથી જેથી હું રજા લઊં છું. [ઉઠે છે.]

**कंकरुषी**—હા, વેળાસર પહોંચી જાઓ. અને આમનું જુઓ તમારે ગભરાવું નહીં, તે બાબત હું સમજાવીશ. [કંકરૂષી બારણાં બંધ કરેછે ને રસ્તે ચાલતાં ચાલતાં.]

દીંડી.

**सैरंध्री**—રાખ સત તું સતી નારનું મુરારી,
પ્રાણ પતીએ પણ મૂજને વિદારી;
હવે સાહી રહી બાંહી તો તમારી. રાખ૦
કીચક ક્રૂર કરે કેર બહુ ભારી,
સંતાપ સતીનો ન ઉર ધારી;
તે દુષ્ટના જુલમથી હાય હારી. રાખ૦

વન દુઃખથી આવી નહોતી હારી,
આ ક્રૂરેતો તડાપ સતે મારી;
એની કરજે વલે વાલમાં વિચારી. રાખ.

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—વૈરાટનગર બ્રહ્નલાનું મકાન.

બ્રહ્નલા, સૈરંદ્રી.

**સૈરંદ્રી**—[મનમાં] આ અર્જુનનું મકાનતો ખુલ્લુંછે એટલે તેઓ જાગતા હોય એવું જણાયછે, તેથી અહીં બારણાં ઉઘડાવવાની કચાટ કરવી પડે તેમ નથી. ચાલ તેની પાસે પણ જતી આવું. [દાખલ થતાં]

**બ્રહ્નલા**—કેમ પ્રિયા સૈરંદ્રી આ ટાણે તમારૂં આવવુંકેમ થયું.

**સૈરંદ્રી**— ગુરૂગોવિંદના મહીનાનો રાગ.

[સ્વસ્ત શ્રી સ્નેહપુર સ્થાન, શોભે સારૂંરે.—એ રાગ.]

ફુટયાં કર્મહીણીનાં ભાગ, દુઃખ શું દાખુંરે;
ધરતી માત દીયે નહીં માગ, નહીંતો ન સાંખુરે.
કરે કેર કીચક સાક્ષાત, કોઇ ન કે' છેરે;
સંતાપે છે સતીની જાત, દુખડાં દે છેરે.
ગઇ ધર્મ પતીની પાસ, કાંઇ ન જાણ્યુંરે;
ઉલટા બોલ્યા નાખીને નીશાશ, ફીતુર શું આણ્યુંરે.

આપ આપ તણા સત માટ, ધ્યાન ન દેતારે;
ત્યારે ટાળશે કોણ ઉચાટ, ટાળી ફજેતારે.

બ્રહન્નલા—તમારૂં દુખ ટાળવું એ અમારૂં કામ છે પરંતુ ધર્મ-રાજાએ હાલ તેનો ઇલાજ નહીં લેવા જે ખામોશ પકડી છે તેના વિરૂદ્ધ મારાથી વર્તી શકાય નહીં અને તે આ તમામ જોયા કરે છે તે વાજબીજ કરે છે, કારણ પદર દિવશ સારૂ કરીને ફરીથી આવાંને આવાં દુઃખ વોરી લેવાં એ કેમ બને, માટે પંદર દીવશ ઇશ્વર તમને જેમ રાખે તેમ રહો. પછી શત્રૂનો નાશ કર્યા શિવાય અહીંથી આગળ ભગલું ભરવું નથી.

સૈરંધ્રી—એ પાપીથી હું પંદર દીવશ શી રીતે બચી શકું ? તમારા દેખતાં તેણે મને એક દીવશમાં પોતાને તાબે થવા ફરજ પાડી છે તે તમે જાણો છો છતાં મારી કાંઇ વ્હાર કરતા નથી એ તમારા પુરૂષાતન તથા ધર્મને હીણુપત પહોંચાડે છે તે તમે નથી જાણતા, ત્યારે તમને શું કહેવું ? આ ટાણે તમે જે પોષાકમાં છો તેવુંજ જણાવી આપો છો ત્યારે હવે તમને વધારે શું કહેવું? જેમ ભાવી હશે તેમ થશે. હવે હું રજા લઊં છું.

બ્રહન્નલા—મારા કહેવાથી તમને માઠું લાગે છે પણ આ ટાણે મારો કાંઇ ઇલાજ નથી તોપણ ધર્મને કહી તમારી મુશ્કેલી ટાળવા તજવીજ કરીશ. ભલે આ ટાણે તમે તુંત મકાનપર જાઓ. [જાય છે.]

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—વેરાટનગર, અશ્વશાળા.

અશ્વપાળ, તંતીપાળ, સૈરંદ્રી.

[ દરવાજા આગળ અશ્વપાળ તંતીપાળ બેઠા છે ત્યાં સૈરંદ્રીને આવતી જોઇ ]

**અશ્વપાળ તંતીપાળ**—કેમ સતી આમ દુખી ચેહેરે આ ટાણે શા માટે આવવું પડયું? એવી બધી શું આફત આવી પડી છે?

**સૈરંદ્રી**—[જોડલું ના જોયું માડી જોડલું ના જોયું માડી-એ રાહ]

નાથ, નમેરી નાંએ મારી; [ બે વાર ]
ફરે ન કોઇ સ્હાય સતી દુખ શોષી હવે હારી.
કીચક જે પાપી પુરો બળીયો [બે વાર]
દેખી આ દીન દાસીને એ મોહ ધરી છળીયો.
તેથી દુરાચારી મને ચાહે, [ બે વાર ]
જયાં દેખે ત્યાં પીછો પકડે, બહુ એ દુખ દાહે.
ધર્મ અર્જુન સહુ જાણે, [ બે વાર ]
કીધી ન કાંઇ સાર સતીની દુઃખ એ પરમાણે.
બલા શું કરવું હવે મારે, [બે વાર]
આપ સરવની સ્હાય વીના કોણ અબળા ઉગારે.

**અશ્વપાળ તંતીપાળ**—પ્રીયા એમાં તમે એટલાં બધાં શા માટે

મુંઝાઇ ગયાં છો? અમો પાંચે ભાઇયો આગળ એતો શું પણ એના બીજા નવાણું કીચકાનીએ શી વીસાત છે કાલ સવારે પંદર દિવસ પુરા થઇ રેહેશે એટલે એ પાપીને પુરો કર્યા પછી બીજે કામે વળગશું, ત્યાં સુધી આપણે જેમ છુપાં રહીયે છઇએ તેમ તેની છુપી રીતે તજવીજ કરશું. અને એ બાબતમાં ભાઇ અર્જૂન તથા ધર્મની સલાહ પ્રમાણે વર્તી તમને કંઇ હરકત નહીં આવે તેમ કાલે તજવીજ કરાવશું તો ખુશી થઇ આ ટાણે વખત ઘણો ગયો છે માટે મકાનપર જાઓ.

**सैरंद्री**—એ દુષ્ટે તો મને કાલેજ પોતાને તાબે થવા જબરી કરી છે માટે આ ટાણે તેનો કાંઇ ઇલાજ લેવાય તોજ મારૂં સત રહી શકે તેમ છે અને ત્યારેજ મારાથી જીવી શકાય તેમ છે.

**अश्वपाळ, तंतीपाळ**—એ બધી ચીંતા તમે આ ટાણે તજી દો એ બાબત ધર્મ, અર્જૂનને, પુરી ફીકર હશે તેનાથી અમો શું વધારે કરી શકવાના હતા એ તો વિચારો?

**सैरंद्री**—તમારૂં પ્રાક્રમ પણ જાણવામાં આવ્યું. રૂપી, વ્યંડળથી, જેમ કઇ ન થઇ શકે તેમ ખાસદારથી પણ શું થઇ શકવાનું હતુ એતો અહીં આવતાં પેહેલાજ મેં વિચારી લીધું હતું પણ તેમાં તમારો કાંઇ દોષ નથી. મારા કર્મનો દોષ છે એટલે હવે હું જાઉં છું. [જાય છે.]

~~~~~~~~~~~~~~
~~~~~~~~~~~~~~

# प्रवेश ७ मो.

## સ્થળ--વૈરાટ નગર બલ્લવનું મકાન.

બલ્લવ, સૈરંધ્રી.

सैरंद्री—[સ્વગત] રખડી રખડીને થાકી પણ કીસ્મત કરે તેવું કોઇ ન કરે. આ ટાણે પોતાના હતા તે પણ પારકા થઇ બેઠા! જો આ બલ્લવ સ્હાય નહીં કરે તો કાલે મારૂં સત્ય શી રીતે રહેશે તેનો મને કાંઇ સુજકો પડતો નથી. અંતે તો સત્યનો બેલી ઇશ્વર છે. [બારણા સામુ જોઇ] અકરમીને શુકન પણ શા કામના! આ બલ્લવ પણ સુઇ ગયેલ છે તેને જગાડ્યા વગર જવું એ આ ટાણે કાંઇ કામનું નથી [બારણાં ઠોકે છે.]

बल्लव—[બારણાં ઉઘાડી] અરે! પણ આ ટાણે આવે રીતે સ્હેરે કોના દુઃખથી આવવું પડયું છે? એવો હિન્મત કોણ? કે જેણે સતીનું મુખ મ્લાન કરી, દુઃખના દરિયાવમાં ડુબાવી દીધેલ છે. પ્રીયા, આવું બધું શું છે? મારાથી જોઇ શકાતું નથી. મને કાંઇ ચેન પડતું નથી. જે બન્યું હોય તે તુરત નિવેદન કરો એટલે દુઃખ દેનાર માણસ હોય તેનું માથું ઉડાડું અને જીન હોય તો ઠાર કરી નાખું.

सैरंद्री—[ગદગદીત કંઠે]

[મેરા ગમકા તરાના, સુનીયે શીસાના,—એ રાહ.]

દુ:ખ દુ:ખની મારી, આવી બીચારી, સ્હાય દે સારી,
અયે મારા મ્હારાજ. ટેક.

કીચક કેર કરે ઘણો, મુજ અબળાની માથ;
બુદ્ધી બગાડી મુજપરે, તેથી બચાવો નાથ;
ગઇ, છું છેક હારી, દુ:ખ છે ભારી, સ્હાય દે સારી,
અયે મારા મ્હારાજ.

કેશે ઝાલીને પાડુઓ, મારી પડખા માંહી;
નારો નારી ઉચર્યો, જોઇ રહ્યા અરજુન ત્યાંહી;
રાખી, લાજ ન મારી, મન વિચારી, સ્હાય દે સારી,
અયે મારા મ્હારાજ.

ધર્મે નયને નિહાળીયું, વિદ્યાલયની માંહી;
કરતાં કેર કીચકને, શકયા કરી.ન કાંઇ;
પણ, નીરખી ખ્વારી, થતી ત્યાં મ્હારી, સ્હાય દે સારી
અયે મારા મ્હારાજ.

રાયે દાદ ન સાંભળી, કરવી કયાં ફરીયાદ;
સહદેવ નીકુળે નહીં ગણી, દીન દાસીની આ દાદ;
પના, પકડી તારી, કહું પુકારી, સ્હાય દે સારી,
અયે મારા મ્હારાજ.

સુદ્રશ્ના સંતાપતી, કરે ભાઇની સ્હાય;
દાસદાસી દોડે મારવા, મારે ફરતી લાગી લ્હાય,
બને, તો લે ઉગારી, આશ છે તારી, સ્હાય દે સારી,
અયે મારા મ્હારાજ.

બહુર—[હજી હતી લાહી વપુ માંહી ક્ષત્રીમાં શું રે આવી ખુટયું રે.
એ રાહ.

હાય હાય કર્યો કેવો કેર, પાપી પ્રાણીયાને ન છોડું રે;
મારી પ્યારી વાળું તેનું વેર, પાપી પ્રાણીયાને ન છોડું રે.
મારી મારી કરૂં પાયમાલ, પાપી પ્રાણીયાને ન છોડું રે;
કોઇ જાણવા ન પામે હાલ, પાપી પ્રાણીયાને ન છોડું રે.
મુકુ નહીં તેને જીવતો સાર, પાપી પ્રાણીયાને ન છોડું રે;
ધીઃક કીધો મુજ અવતાર, પાપી પ્રાણીયાને ન છોડું રે.
ડુબ્યું દીલ ઉઠી ઉર જ્વાલ, પાપી પ્રાણીયાને ન છોડું રે;
જીવતીજ ઉતારીશ ખાલ, પાપી પ્રાણીયાને ન છોડું રે.
ક્રુરે કીધી સતી પર આંચ, પાપી પ્રાણીયાને ન છોડું રે;
સુણી સળગી ઉઠયાં છે રોમાંચ, પાપી પ્રાણીયાને ન છોડું રે.
અંગે અંગ લાગી ગઇ લ્હાય, પાપી પ્રાણીયાને ન છોડું રે.
મરતાં મરતાં કહે ત્રાસ, પાપી પ્રાણીયાને ન છોડું રે.
મારૂં મુગદળ મૂષ્ટી પ્રહાર, પાપી પ્રાણીયાને ન છોડું રે.
લાત લાગતાં જાયે જમદ્વાર, પાપી પ્રાણીયાને ન છોડું રે.

સતી, તેને માર્યા પછીજ મારે અન્ન ગ્રાહ્ય છે. ત્યાં સુધી બિલકુલ હરામ છે; માટે જે વિદ્યાલયમાં તેણે તમારી ઇજ્જત પાડી છે તેજ વિદ્યાલયમાં કાલે હું તેનો પ્રાણ લઇશ. એટલા માટે તમારો વેષ ધારણ કરી અગાઉથી હું ત્યાં જઇ બેસીશ અને તમે તેને ત્યાં આવવા સમજાવી ઠરાવ કરશો એટલે કોઇ ન જાણે તેમ તેનો પ્રાણ પાં-ધરો પરમેશ્વર પાસે જવાબ દેવા જાય.

सैरंद्री—બહુ સારૂં પતીજી, કાલે સાંજના હું તેને, ત્યાં આવવા કહીશ. [એમ કહી રજા લઇ જાય છે.]

---

# प्रवेश ८ मो.

## સ્થળ—કીચકનો મેહેલ.

કીચક, સૈરંદ્રી.

कीचक—[એકલો મન સાથે] સૈરંદ્રીને આજે તાબે થવાનું કહ્યું હતું પણ હજી તે આવી નથી. આવ એટલે તેના કાલાવાલા ઉપર કાંઇપણ ધ્યાન ન આપતાં અહીંથી જવા દેનાર નથી. [એટલામાં સૈરંદ્રી આવે છે.]

सैरंद्री—કીચકરાય, તમારા હુકમ મૂજબ હું હાજર થઇ છું, પરંતુ મનુષ્યરિવાજ પ્રમાણે તમારી આપણી જીંદગીની ગાંઠ બાંધતા પેહેલાં તમે વિદ્યાલયમાં આવશો એટલે પછી તમારા કહેવા મુજબ હું હમેશને માટે વર્તીશ.

कीचक—વાહવાહ, ઘણી ખુશીની વાત. તમારો તેમ વિચાર થયો છે તો તે પ્રમાણે કરવા હું કંઇ વાંધો લેવાનો નથી માટે મારે કયે વખ્તે ત્યાં આવવું તે જણાવો.

सैरंद्री—આપ દીવાબત્તી થયા પછી એકલા આવવા તસ્દી લેશો.

कीचक—બહુ સારૂં.

सैरंध्री—ઉપરની બાબત હું સંતલશ કરવા આવી હતી માટે આ ટાણે મને જોઇતી તજવીજ કરવા રજા આપશો.

कीचक—પધારો ખુશીથી; હું પણ મારી તજવીજ કરી લઉં.

[બન્ને ઉઠે છે.]

---

# प्रवेश ९ मो.

## સ્થળ—વૈરાટનગર, વિદ્યાલય.

### બલ્લવ, કીચક.

बल्लव—[એકલો] અંધારૂં તો થઇ ગયું પણ દુષ્ટ કીચક હજી આવ્યો નહીં માટે ચાલ જરા ઉંઘ લઇ લઉં ત્યાં આવી પોહોંચશે. [કહી બારણા આડા પગ ભરાવી સુવે છે તેવામાં થોડી વારે કીચક આવી]

कीचक—સૈરંદ્રી બારણાં ખોલ. [બારણાં નહીં ઉઘાડવાથી] પ્યારી સૈરંદ્રી, રસાલી સૈરંદ્રી, અલબેલી સૈરંદ્રી, હજી શું હઠ પકડી રહી છે? ખોલ જલદી [એમ કહી બારને પાટુ મારે છે એટલે બલ્લવ એક પગ ખેંચી લે છે જેથી બારણાં ઉઘાડતાં કીચકે અંદર પ્રવેશ કરવાથી]

बल्लव—[એકદમ કીચકનો હાથ ખેંચી ફેરવતો] સૈરંદ્રીવાળા, લે આ સૈરંદ્રીની સાડીનો સૈરંદ્રો તેનો ગાંધર્વ પતી. [આંચકો મારી પછાડે છે.]

कीचक—[આંચકો લાગી પછડાવાથી] ઉં, અરે ભૂલ્યો. હવે અહીં નહીં આવુ. તેમ સૈરંદ્રીના સામુ પણ નહી જોઉં. મેહેરબાની કરીને મને જવા દે–જવા દે, જીવતો જાઉં તો તારો પાડ.

बल्लव—તુને સૈરંદ્રીએ કહ્યું હતું કે "મારા ગાંધર્વ જેવા પતી છે માટે મને દુઃખ દે માં" તોપણ તેં માન્યું નહીં [એમ કહી કચરે છે] બોલ, તેં સૈરંદ્રીનો ચોટલો કયે હાથે પકડયો હતો? એટલે તારૂં સમાધાન કરૂં.

कीचक—હા બાપુ, મને જીવતો મુક [કહી હાથ બતાવી] મારા આ હાથે મેં સૈરંદ્રીનો ચોટલો પકડયો હતો.

बल्लव—લે ત્યારે એ હાથનું પેહેલું નીવારણ [એમ કહી તેના પેટમાં હાથ ખોશી દે છે અને ગરદન વિગેરે તમામ ભાગ એક દડાને આકારે બનાવીને] હવે મારા જીવને શાંતી થઇ; આ દુષ્ટના બનેલા દડાને જરા પુષ્પાંજળી કરી લઉં એટલે ફરી કાંઇ વસવસો રહે નહીં [મુરદાર કીચકના દડાને પાદુએ ચડાવે છે] ચાલ હવે આ દડાને કરામાં ભરાવી મકાને જઇ નીરાંતે નીંદ્રાવશ થાઉં [દડો કરામાં ભરાવી જોઇને] લને આને માથે કંઇ નિશાની પણ કરતો જાઉં કે ફરીથી કોઇને હાડકાં ગોતવાં વસમા પડે નહીં. એમ કહી "કાંપો કીચક રાયનો સાળો મેં માર્યોરે મેં માર્યો" એવું લખી જાય છે.]



# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ—વૈરાટનગર, રાજાની ખાનગી બેઠક.

વૈરાટરાજા, પ્રધાન, સીપાઇ, હજુરી.

વૈરાટરાજા—પ્રધાનજી, આજે કીચકરાય સૈન્યાધિપતી નિત્યની વરધી દેવા કેમ આવેલા નથી? હજુરી, તપાસ કરી બોલાવો.

હજુરી—બહુ સારૂં મહારાજ જાઊં છું. [જાય છે.]

પ્રધાન—હમણાં એમને ઉતપાત બહુ છે. કંઇ કામમાં પડી ગયા હશે.

રાજા—એમજ છે. હમણાં આપણા કામમાં થોડા પ્રવર્ત થતા હોય એમ જણાય છે.

બીજો હજુરી—મહારાજા, બાહેર બ્રહનલાનું માણસ તેમના તરફથી કાંઇ અરજ કરવા આવેલ છે, જો હુકમ હોય તો બોલાવી લાવું.

વૈરાટરાજા—એને આવવા દો. [સીપાહી હાજર થાય છે]

સીપાહી— મહારાજા સાહેબ, વિદ્યાલયમાં કરામાં લટકતો એક ક્યાંહીથી અજાયબી ઉપજાવે એવી રીતનો ગોજો ભરાણો પડ્યો છે. વળી તેનાપર કંઇ લખેલું પણ છે જેથી બ્રહનલાએ ખબર આપવા મને મોકલ્યો છે.

વૈરાટરાજા—પ્રધાનજી એવું તે શું હશે?

प्रधानजी—જોયા શીવાય કંઇ કહી શકાય નહીં. આજ દિવસ સુધીમાં એવા બનાવ જોવામાં આવેલા નથી.

वैराटराजा—ચાલો ત્યારે આપણે જોવું જોઇએ. [ આવેલા સીપાહીને] એ ખબર તું રાણીને મેહેલમાં મોકલાવ એટલે તે પણ આવીને એક બાજુથી જોઇ શકે.

[સર્વે જાય છે.]

---

# प्रवेश ११ मो.

## સ્થળ—વૈરાટનગર વિદ્યાલય.

બ્રહન્નલા, વૈરાટરાજા, વિદુષક, સુદ્રશ્ના, બલ્લવ તથા બીજા નોકરો.

वैराटराजा—[આવીને જોતાં જોતાં] બ્રહન્નલા, આતે શું હશે? જૂઓને તેને માથે કંઇ અક્ષરો પણ લખેલા જણાય છે. વાંચો જોઇએ શું છે?

ब्रहन्नला—કંઇ લખેલું તો જણાય છે [આવેલાઓને] જેનાથી ઉકેલાતું હોય તે વાંચો. સર્વે વાંચીને મનમાં સમજે છે પણ કોઇ પ્રસીદ્ધ બોલતું નથી જેથી]

वैराटराजा—[વાંચે છે] કાંપો કીચક રાહનો સાળો મેં માર્યો રે મેં માર્યો.

विदुषक—રાણીજી આતો તમારા કીચક ભાઇનુંજ કાટલું. તે

પણ રાજાજીયેજ કાઢી દીધેલું જણાય છે એટલે કેહવું પણ કેને ? જુઓ વાંચેછે તે સાંભળો. અરર ભાગ મળ્યા સર્વેના ! હાય હાય આ લટકતો બર બરોટો પણ એ ભાઇનોજ હોય એવું જણાય છે.

सुद्रश्ना—[રાજાને] હાયહાય હવે શું કરવું ! મારા ભાઇને તમે ઉઠીનેજ વગર વાંકે મારી નાખ્યો ! તેણે તમારૂં શું બુરૂં કીધું હતું ?

वैराटराजा—તેને મેં માર્યો નથી પણ તેનાપર એમજ લખેલું છે. હવે ત્યાં કોઇ પોહોચી શકે એવા માણસને બોલાવી છોડાવી જોઇએ તો માલુમ પડે જે શું છે.

सुद्रश्ना—એટલો ઉંચો તો આપણો બલ્લવ છે માટે એને જલ્દી બોલાવો. મને કાંઇ ચેન પડતું નથી.[ સિપાહી સાંભળીને દોડતો જઇ બલ્લવને બોલાવી લાવે છે.]

वैराटराजा—અરે બલ્લવ, આ કરાને તું અડી શકે તેમ છે માટે ત્યાંથી એ ગોળો હેઠો ઉતાર.

बल्लव—એ ગોળામાં શું છે ?

वैराटराजा—કીચકરાયને મારીને કોઇએ ટંગાડી દીધેલ હોય એવું લાગે છે.

बल्लव—ત્યારે એ મુડદાને મારાથી શી રીતે અડકી શકાય ?

वैराटराजा—આઆની સાટે તો જો કીચકરાયજ હશે તો એ ગોળો બીજા કોનાથી ઉપડી શકે એમ છે ? એ કામ પણ તારેજ કરવુ પડશે.

बल्लव—બહુ સારૂં મહારાજ. [એમ કહી ગોળો હેઠા ઉતારે છે.]

वैराटराजा—અરે! આતો કીચકરાયને મારીને તેના સઘળા સાંધા એક કરી દીધેલા છે. આ પ્રમાણે તેનો મારનાર કોણ હશે?

सुदृश्ना—એ મારા ભાઇનો પ્રાણ લેનાર મનુષ્ય નથી પણ નીમકહરામ સૈરંદ્રીના ગાંધર્વ પતી શિવાય બીજા કોઇનું કામ નથી. માટે એ રાંડને પણ તેના ભેળીજ બળાવી નાંખવી. નઆદણીએ મારૂં સત્યાનાશ કાઢી નાખ્યું. હજુરી, એ રાંડને અહીં પકડી લાવો. [હજુરી જાય છે] બહલવ, એ સૈરંદ્રીને બાળતાં ગાંધર્વો હરકત કરે નહીં માટે તારે મારા ભાઇઓની સાથે જવું. [સૈ-રંદ્રીને પકડી લાવે છે એટલે બહલવ મુડદાંને સ્મશાનમાં લઇ જવા નીકળે છે તે જોઇ રાણી "અરરરર પરમેશ્વર" બોલતી મુર્છા ખાઇ પડે છે. તેથી સર્વે માણસો તેની સારવાર કરવા તેને વિદ્યાલયના મકાનમાં લઇ જાય છે.]

---

# प्रवेश १२ मो.

## સ્થળ—વૈરાટનગરનું સ્મશાન.

કીચકો, બહલવ, સૈરંદ્રી.

बल्लव—[કીચકને અગ્નીદાહ દેવરાવ્યા પછી સુદ્રશ્નાના બીજા નવાણું ભાઇઓને] હરામખોરો, લુચ્ચાઓ, તમે પણ

એકજ ઓલાદના છો માટે તમોને જીવતા રેહેવા દેવાથી આગળ ઉપર શું ખરાબી નહીં થવાની. તમારા પણ તેના જેવાજ હાલ કરવા જોઇએ [ડરીને કીચકો ભાગવાનું કરે છે] કયાં ભાગો છો ? હવે હું તમને જીવતા મુકું એમ નથી. [એમ કહી એક એકને પકડતો જાય છે તેથી]

कीचको—અયે જીવનદાતા, અમને માર માં. અમને જીવતા મુકીદે, જવા દે તારૂં કોઇ નામ પણ નહીં લઇયે. [બલ્લવ પકડી અગ્નીમાં નાખતો જાય છે તેથી સર્વ] અરરર, ઓયરે, ઓય, ઓય રે રે રે રે પરમેશ્વ-રા. [બલ્લવ સર્વને અગ્નીમાં હોમી દે છે.]

बल्लव—પ્રિયા, તારે હવે રાજકુટુંબમાં મ્હોં બતાવવામાં કંઇ લાભ નથી માટે તું બ્રહન્નલા પાસે છુપી રીતે થોડા દીવશ બાકી રહ્યા છે તે પુરા કર. અને કોઇ જાણે નહીં તેવી રીતે બ્રહન્નલાના મકાનમાં જઇ પહોંચજે. મેં જે નવાણું હોમ્યા છે તેનો રાજારાણીને યોગ્ય ખુલાસો કરી સમજાવીશ. તે ખાતે તારે મારી કાંઇ ફિકર રાખવી નહીં અને ખાનગીમાં આ વાત બ્રહન્નલાને નિવેદન કરજે.

सैरंध्री—સારૂં પ્રાણનાથ. [એમ કહી જાય છે.]



# પ્રવેશ ૧૩ મો.

## સ્થળ—વૈરાટનગર, વિદ્યાલય.

વૈરાટરાજા, રાણી સુદ્રશ્મા, બલ્લવ તથા રાજાના નોકરો.

**वैराटराजा**—[ રાણીને ] હવે તમે જરા સાવધ થાઓ અને એકદમ એટલો બધો શોક કરવો તજી દ્યો. ભાવી મટતું નથી. તોપણ કોઇ મનુષ્યે એવું કામ કર્યું હોય તો પલમાં તેનો બદલો વાળવા ચુકીયે નહીં પણ આમાં આપણો કાંઇ ઇલાજ નથી. [રાણી આંખ ઝોલી સાંભળ્યા કરે છે તેવામાં બલ્લવ આવી]

**बल्लव**—મહારાજા, તમારા દુઃખ ભેગો તમે મને ક્યાં ફસાવ્યો? સ્મશાનનો બનાવ શું કહું! તે કહેતાં મારી જીભ ઉપડતી નથી.

**वैराटराजा**—કેમ! સ્મશાનમાં શું થયું?

**बल्लव**—નખોદ ગયું. રાણીના નવાણું ભાઇયો તેના મોટા ભાઇના મૃત્યુના ખેદથી ઉપરાઉપરી તેની ચેહમાં જબરીથી પડી બળી મુઆ. એકને પકડું તો બીજો પડે અને બીજી તરફથી સૈરંદ્રીને બચાવવા ગાંધર્વો યત્ન કરે તેના સામે લડત લેતાં છતાં પણ તમ્મામ કીચકો બળી મુઆ.

**सुद्रश्मा**—[સાંભળીને છાતી કુટતી] હાય! હાય! પરમેશ્વરા! આવડો બધો શો જુલમ!!

[સીતાજીના મહીનાનો રાગ.]

કરવો કોપ ઘટે નહીં આમ, સુણીને ઝુરી મરૂં;
માર્યો કીચક ભાઇ તમામ, ફરીયાદ ક્યાં કરૂં.
પાળીપોષીને મોટા કીધ, તેને તું સંહારતો;
હોય જરૂર જેની જગ માંહી, તેનેજ તું મારતો.
તેથી પાછળનારે તમામ, સંસારે સુકાયરે;
તેનું તારે શેનુ કામ, મરે કે મુંઝાયરે.
બળીયા સોસો જેવા ભાઇ, તેમાં નહીં કો રાખીયો;
ઉંડો અગ્ની ઉરે ધુંધવાઇ, જુલમ જબરો નાંખીયો.
તારૂં રાજ સુખ તું સંભાળ, તેને હવે શું કરૂં;
માર્યા માર્યા દીન દયાળ, કારી ઘા ન વિસરૂં.
એના અવજે લેતે મુજ જાન, તોનો ન્હોતું દાઝવું;
પણ કાઢ્યાં કલેજાં નીદાન, હાય મારૂં શું થવુ.
લઇલે લેઇને ઝટ જાન દુખ ન ખમાયરે;
તારા કૃત્યથીરે ભગવાન, દેહી આ દમાયરે.

[એમ કહી બળાપો કરતી પછાડાટી ખાય છે. સર્વે આસના-વાસના કરે છે.]

---

# પ્રવેશ ૧૪ મો.

## સ્થળ—વૈરાટનગર રાજાની કચેરી.

વૈરાટરાજા, પ્રધાનજી, કંકરૂપી, બલ્લવ, અશ્વપાળ,
તંતીપાળ, બ્રહન્નલા, દ્રૌપદી.

वैराटराजा—પ્રધાનજી, કીચકરાયના ગુજરવાથી આપણા રાજ્યનો ખરે ખરો સ્થંભ તુટી પડયો છે હવે એ જગાએ નીમવા કોઇ લાયક માણસ શોધી રાખવો કારણ કોઇ દુશ્મન જોરાવરી કરે તો તુરત તેનો નાશ કરવો જોઇએ. માટે જેમ બને તેમ વેળાસર તજવીજ કરવી. [ તેવામાં તંતીપાળ આવીને]

तंतीपाळ—મહારાજા આપણી ગાયોના ટોળામાંથી દુષ્ટ દુર્યોધનનાં માણસો જુલમથી કેટલીક ગાયો વાળી ગયાં છે તેની ખબર આપવાને એકદમ આપની પાસે આવ્યો છું.

वैराटराजा—અરે! પડતીમાં પડતીજ હોય! કે કીચકનો નાશ થયો; પાંડવો જે સીરછત્ર, તેઓ રાજ છોડી વનવાસે ગયા એટલે વગર કારણે હસ્તીનાપૂરનો હાલનો મહાન પણ દુષ્ટ રાજા કોચવણી કરવા લાગ્યો, તેનો શું ઉપાય કરવો? હું ક્ષત્રી છું એટલે મારાથી બેશી તો રેહેવાશે નહીં પણ તેના પુષ્કળ દળ આગળ મદદ વીનાનો હું શું ફતેહ મેળવી શકીશ?

कंकऋषी—વૈરાટરાજા, સત્યનો બેલી ઇશ્વર છે. તું કંઇ ફીકર નહીં કર. તું જે પાંડવોને સંભારે છે તેજ તારી સહાય કરશે. ને તેઓ તારી પાસેજ છે. [ ઉભો થઇને ] જો અમારા વનવાસનાં તેરે વર્ષ આજે પુરાં થઇ રહયાં છે. હું પોતે ધર્મ, અને બ્રહ્નલા તે અર્જુન, બહલવ, તે બીમ, અશ્વપાળ તે નીકુળ, તંતીપાળ તે સહદેવ, અને સૈરંદ્રી તે સતી દ્રૌપદી છે. ફક્ત છુપા વનવાસને લીધે

વેષ બદલી જુદાં નામ ધારણ કરી તારી પાસે દિવસ નિર્ગમન કર્યા છે. [સર્વે સંતલશ મુજબ હાજર થઇ જાય છે તેથી] તે ખાતે તારો પૂર્ણ ઉપકાર માનીયે છઇયે.

वैराटराजा—[ સિંહાસનપરથી એકદમ ઉઠી જઇ હાથ જોડી ] અરે તમે ઘણું ખોટું કીધું, તમે મને દોષમાં નાંખ્યો કારણ હું જે તમારો તાબેદાર તેણે તમારી પાસે પોંતાની નોકરી કરાવીને તથા બીજી રીતે નાના પ્રકારનું દુઃખ દીધેલું છે. તેનો તીર્થરૂપ પાંડવો, તમે મારો અપરાધ ક્ષમા કરો, અને આ રાજપાટ આપ સંભાળો એટલે મારા નિયમ પ્રમાણે આપની સેવા બજાવું. આ પ્રસંગે આપના છતા થવાથી મને જે આનંદ થયો છે તેના બદલામાં તમારી સાથેનો પુર્વનો ચાલતો સંબંધ જોડી રાખવા મારી કન્યા ઉત્તરાકુંવરી અર્જુનના પૂત્ર અભીમન્યુ વેરે આપું છું તે વિનંતી માન્ય કરશો.

धर्मराजा—રાજા, તેમાં તારો દોષ નથી. અમારા કર્મને દોષે અમે તમારી નોકરી બજાવી હતી. હવે આજે અમે એ દુખથી મૂક્ત થવાથી ઘણા આનંદની સાથે શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતી કરી દર્શનનો લાભ લઇએ.

पांचे पांडवों
तथा द्रौपदी } —[નાથ કેસે ગજકા બંધ છુડાયે—એ રાહ.]

પ્રભુ કૃપા કર તું સેવકપર સારી, ખરી આશ અમોને તો તારી. ટેક.

વનવાસનાં વર્ષ વડવવા, પ્રપંચ દુર્યોધન ભારી;

પડતી પીડાઓ પ્રાણુને નડતી, તૂજ કૃપાથી નિવારો પ્રભુ.
સંકટમાં પ્રભુ સ્હાયી જણાણો. વિપતી વડી તેં વિદારી;
તેમ સુખી સહુ સેવક અરજી, મેહેર કરોને મુરારી. પ્રભુ.
આજ અમો સહુ દુઃખથી છૂટયા; આવે આનંદ અપારી;
માટે સ્થળ જળ વ્યાપક સ્વામી, દર્શ દીયોને પધારી. પ્રભુ.

[ગરૂડ ચડીને કૃશ્ન ભગવાન પધારે છે. પાંડવા તથા કચેરીના સર્વે માણસો નમન કરે છે.]

**કૃશ્ન ભગવાન**—અહો પાંડવો, આ ટાણે મારૂં કેમ સ્મરણ કરવું પડયું? જે કારણ હોય તે કહો.

**પાંડવો**—મહારાજ, અમારાં વનવાસનાં તેર વર્ષ આજ પુરાં થયાં છે માટે હવે અમારે શી રીતે કરવું તે વિષે આપની સલાહ લેવાનેજ સમર્યા છે.

**કૃશ્ન ભગવાન**—પાંડવો, હું હસ્તીનાપુર જઇ તમોને તમારૂં રાજ સોંપાવવા કૌરવને સમજાવીશ; છતાં જો નહીં સમજે તો પછી તમારે તેમનાથી મારી આજ્ઞા લઇ લડાઇ કરવી. માટે મારા હસ્તીનાપુરથી આવતાં લગી તમે અહીંયાં રહો.

[અંતરધ્યાન થાય છે.]



સર્વપાત્રો—[શ્રી જગતપતી, પ્રભુ આપ સંમતો—એ રાહ.]

સુણો સહુ જનો, વિનંતી આ તમો;
વદીયે વિનય સાથ, આપ અગ્રમાં અમો.

પુરવે પાંડવ થયા મહા બળીયા, ભર્ત ભૂમી મોઝાર,
તેઓ એ પણ સંકટ સર્વે, શોષ્યાં પારા વાર. સુણો૦
શ્રીમંત ધીમંત સર્વે ભ્રાતા, બેપરવા બળવંત;
સંકટ સમય ધીરજ ધારી, વાર્યા દુખ અનંત. સુણો૦
સમજુ હતા તો સમયો વર્તી, ચાલ્યા તેઓ જેમ;
તેમ સંકટ કંઇ સીર પડે તો, સમયો વર્તો તેમ. સુણો૦
ભૂલ્યા જગતમાં ઘણા ભાઇયો, છોટા મોટા પૂર;
જે રસ્તેથી ભૂલ્યા લાગે, તજશો તેજ જરૂર. સુણો૦
પાંડવમાં શ્રેષ્ટ શ્રી ધર્મ, રાજ રમ્યા જુગાર;
તેને પ્રતાપે કંઇ એક સુકૃત, રખડ્યા થઇ ખુવાર. સુણો૦
એવી રીતે અનેક ભૂલ્યા, જેથી મૂજ મ્હેરબાન;
તેહ તપાશી તેવું કરવા, ધરતા નહીં કંઇ ધ્યાન. સુણો૦
સત્ય રૂપી શમશેર ગ્રહી, વળી ધર્મની બાંધી ઢાલ;
સંસાર સાગર નાગર તરવા, ઓશો ખૂબ ન ખ્યાલ. સુણો૦
દ્રૌપદીના સતથી સંતોષી, સાક્ષી સુરજની ગ્હાય;
ઇશ પ્રતાપે આવી મળ્યાથી માર્યો કીચકરાય. સુણો૦
ધર્મની ઢાલે પામી બેઠા, જુઓ પદ પ્રભુનું ખાસ.
નરસી, તુલસી મીરાં કબીરા, સુંદર, સુરધરદાસ સુણો૦
સતીયા સત રાખો રામૈયો, શાને સત નહીં સાય;

સત સાહીત વીણુ કામ કરેલા, અંતે અવળાં થાય. સુણો.
બદ ધાનતથી બગડે ભાઇ, બુદ્ધી શુદ્ધી આપ;
માતે કમોતે મરશો ને વળી, રે'શે સાર પર પાપ. સુણો.
ક્રૂર કીચકના કામોનું ફળ, જાણી કરશો ખ્યાલ;
રિદ્ધી સિદ્ધી સર્વે હતી પણ થયો અંતે બેહાલ. સુણો.
જુઓ અમારો સાયો રાણો, હાલામણનો બાપ;
હાય હાય ધુમલી વણસાડયું, સારપર ઉભો શ્રાપ. સુણો.
કુમત કરી ન કરશો કાંઇ, કુડાં કુડાં કામ;
બદલે માર પડે બહુ ભારી, લેશે લખું રામ. સુણો.
"અમૃત" વાણી ઉરમાં આણી કહી છે "કાળીદાસ;
ક્ષમા કરો સહુ સાહેબ શાણા, કથ્યું મતિ ગતિ પ્રકાશ. સુણો.



# અગાઉથી આશ્રય આપનારાઓનાં નામ.

## પોરબંદર.

૧૦૦ નામદાર કુમાર શ્રી ભાવસીંહજી સાહેબ.
૩૦ બા શ્રી સુંદરબા.
૨૦ બા શ્રી ઝાલીમા.
૨ ખવાસ જેઠા ગોવિંદ.
૨ નુરમમદ ગુલામમદ, સ્વાર.
૧ ઠકર. ડોસા રાઘવજી.
૧ ઠા. લાધા નાનજી.
૧ શેઠ. ઓધવજી પ્રેમજી.
૧ શેઠ. રણછોડદાસ રામજી.
૧ કુંડોળીયા વશનજી અંબાશંકર.
૧ પોકરણા કાનુ વશનજી.
૧ ઠ. રણછોડ ગાંગજી. સ્ટેટ લાઇબ્રેરીયન.
૧ દેશાઇ. નાનજી ગોકળજી, લાઇબ્રેરી.
૧ ઠ. મુરારજી જીવરાજ.
૧ લક્ષ્મીશંકર મુરારજી, માસ્તર.
૧ સોની. હંસરાજ દલા.
૧ નથુ ગીગા, ઘડીયાળી.
૧ સોની. ત્રીભુવન જેતશી.
૧ કલ્યાણજી વંદ્રાવન માસ્તર.
૧ ઠ. વશનજી મુળજી.
૧ ખત્રી. જેતશી વલ્લભજી, સોનેચી.
૧ વિપ્ર. મયાશંકર મોતીરામ.
૧ રઘુનાથજી આત્મારામ ગોવાળ.
૧ જેશંકર આત્મારામ ગોવાળ.

૧ ઠ. પરમાનંદ ખીમજી.
૧ વિપ્ર. લીલાધર કડવા.
૧ સાધુ અયોધ્યાદાસ બિહારીદાસ.
૧ ખવાસ કાળા અજા, સ્વાર.
૧ ખવાસ આણંદ દામોદર, વિરપુર દરબારના હજુરી.
૧ ખવાસ. હીરજી ગોકળજી, હજુરી.
૧ ખવાસ. ઓધડ પમા, હજુરી.
૧ ખવાસ. ગોવિંદ લધા.
૧ ગાંધી. રતનજી ઉકા.
૧ ખવાસ. દેવા વાલા.
૧ રા. રણછોડદાસ ગોવનદાસ.
૧ શેઠ. લાલજી ઓધવજી.
૧ શેઠ. કાળીદાસ વશનજી.
૧ શેઠ. હરીદાસ હીરજી.
૧ શેઠ. ઝવેરચંદ ઈંદ્રજી.
૧ શેઠ. હીરાચંદ ગલાલચંદ.
૧ વિપ્ર. કામેશ્વર હરીશંકર.
૧ બાવા. કહાનદાસ બાલકદાસ.
૧ પીતાંબર સુંદરજી, નાઈ.
૧ ખત્રી. અબ્દલ અજીજ.
૧ કાનજી નથુ, પટેલ.
૧ કુંડાળીયા. વિશ્વનાથ ભવાનીશંકર.
૨ ખવાસ. લાધા મહાવા. એરડા.
૧ ઠ. કેશવજી મુળજી.
૧ સોની. લાલજી જેઠા.
૧ ઠ. લાલજી ભીમજી.
૧ ઠ. મંગળજી ઝીણા.

૧ ક્ષત્રી. જેઠા રામજી.

## છાંયા.

૧ જેઠવા. પુંજાજી ગોવાભાઇ, પોરબંદર ભાયાત.

૧ ઠ. હરજી દામજી.

## અમરાપુર સેતાણુ.

૨ રા. રા. શંકરલાલ અનોપરામ, અ૦ કામદાર.

૧ વિપ્ર. વજેશંકર ડાહ્યાભાઇ.

૧ વ્યાસ. લાધા જાદવજી.

## ધાફા.

૧ શેઠ. દેવકરણ મુળજી, બંધીયા ભાગદાર.

૧ શેઠ. કાળીદાસ દેવજી, બંધીયા ભાગદાર.

## ગોસા.

૧ જેઠવા. કનુભાઇ મોટાભાઇ.

૧ જેઠવા. જસાજી દેશલજી.

## નવી બંદર.

૧ સોની. પ્રાગજી મીઠા.

૧ દેવશંકર ગણપત.

## ગરેજ.

૧ ઠ. મીઠા પ્રધાન.

## ઓખીરા.

૧ ઠ. ડાહ્યા દામજી.

## કુતીયાણા.

૧ સોની. પુરશોતમ સુંદરજી.

## ઉપલેટા.

૧ મ. મોતીચંદ કેસવજી, મુખ્તીયાર વકીલ.

## આટકોટ.

૧ ઠ. વસનજી વત્સરાજ.

## જામનગર.

૧ ખવાસ. દેસળ આણંદ.
૧ ભટ. ત્રીકમજી રામકૃષ્ણ.

## ઝાંલેશ્વર.

૧ મહંત ગંગાધર.

## ધોરાજી.

૧ રૂગનાથ સુંદરજી રહેવાશી ભાણાવદર.

૧ મહંત મંગળદાસ.

૧ સુતાર. મનજી પ્રાગજી મીસ્ત્રી.

## જામ કંડોરણા.

૧ ઠા. શામજી હરીદાસ.

## માણીયા થઇને અમરાપુર.

૧ ભટ. ગોવીંદજી જેશંકર.

## મદ્રાસ બંદર.

૧ શા. પરમાણંદાસ ગોવીંદદાસ.
૧ ઠ. ઓધવજી દયાળજી.
૧ ઠ. ભીમજી નરસી.
૧ ખવાસ ઝીણા સુર.



# સૂચના.

નીચે લખી બુકો અમારા તરફથી વેચાતી મળશે. માટે જેમને જોઇયે તેણે અમોને લખવું એટલે છપાયેથી મોકલી આપવામાં આવશે.

| | અગાઉથી નામ ભરનારને. | પાછળથી. |
|---|---|---|
| વૈરાટપાંચાળી ઉર્ફે દ્રૌપદી દુઃખદર્શક નાટક......... | ૦–૦–૦ | ૦–૫–૦ |
| દ્રૌપદી ચીરાકર્ષણ............ | ૦-૮–૦ | ૦–૦-૯ |
| પોરબંદર વર્ણન............... | ૦ ૦–૦ | ૦–૩–૦ |
| બીલેશ્વર આખ્યાન ......... | ૦–૦–૦ | ૦–૩–૦ |
| હરશદ હેવાલ ............... | ૦–૦–૦ | ૦–૨–૬ |
| પ્રતાપ દ્રશ્ય નાટક............ | ૦–૦–૦ | ૧–૦-૦ |
| હાલમણ જોડવો............. | ૧–૦–૦ | ૧–૪–૦ |
| ઉસ્તાદે ઉરદુ ................ | ૧–૦–૦ | ૧–૪–૦ |
| ખરો ઠીમયો અથવા ખેતીનું પ્રશ્નોતર ભાગ ૧ લો... | ૧–૦–૦ | ૧–૮–૦ |

બાહેર ગામવાળાને પોસ્ટેજનો ખરચો આનો જયાદા બેસશે એક આનાની અંદરની બુકનું પોસ્ટેજ નહીં લેવામાં આવે. પણ તે દશ ઉપરાંત મંગાવેલી હશે તો મોકલવામાં આવશે.

તા૦ ૬ સપ્ટેંબર સને ૧૮૯૦.

ઠે. પોરબંદર, નવા નાગરવાડે.

**અમૃતલાલ વિ. વ્રજદાસ.**

કર્તા.